

بســم الله الرحمــن الرحيم



હઝરત ( સલ૦ ) એ ફરમાવ્યું છે

"ખુદા જેના વિષે ભલાઇ ધારે છે તેને દીનમાં સમજ આપે છે"

# ગઝવાત.

The Crusades

યાને

## હઝરત સલ્અમના વખતની લડાઇઓનુ વર્ણન




હઝરત સૈયદ પીર મશાયખ ચિશ્તી ( રહે૦ )

ની લખેલી કીતાબ.





છપાવી પ્રગટ કરનાર

મોહમદ શરીફ દાદુ મીયાં દુધવાળા

ઠે૦ બાપટી રોડ. મુરઘાગીરન મુંબઇ-૮

આવૃતિ પેહલી * * * સને ૧૩૪૧ હિજરી





કિમ્મત રૂપીયા ત્રણ

ધી "શરીફ" પ્રિન્ટીંગ પ્રેસમા મોહમદ શરીફે પોતાના માટે આ કિતાબ છાપી

ઠે૦ ફોકલેન્ડરોડ, મુંબઇ પોષ્ટ ન. ૭

# પ્રસ્તાવના

الحمدلله حق حمده والصلواه واسـلم على حبده-اللهم يامقلب القلوب ثبت قلوبنا على دينك

જે પણુ વખાણોને લાયક ખુદા પાક છે તે બધી તારીફ તેનેજ માટે છે અને દરૂદ તથા સલામ તેના હબીબે પાક ( સલ૦ ) તથા તેમની આલ અને અસ્હાબપર અય ખુદા, દિલના ફેરવવાવાળા, સાબીત રાખ અમારા દિલોને તારા દીન ઉપર.

દરેક કિતાબ કે બીજી કોઇ બુકની શરૂઆતમા પ્રસ્તાવના ( દીબાચો ) લખવાનો મુળ હેતુ એજ હોય છે કે પ્રસ્તાવના જોવાથી અને તેને ધ્યાન પુર્વક વાચવાથી કિતાબ શુ બાબત ઉપર લખાએલી છે અને તે લખવાનુ કારણ શુ વીગેરે બાબતો સ્હેલાઇથી સમજાઇ શકે છે અને તે પછી કીતાબનુ રહસ્ય સમજવાની મુઝવણ કે કટાળો વેઠવો પડતો નથી **હઝરત પીર મશાયખ ચિશ્તી ( રહે૦ )** એ પણુ પોતે લખેલી દરેક કિતાબોની શરૂઆતમા પ્રસ્તાવના લખી છે અને તેમા કિતાબ શુ બાબત ઉપર લખાએલી છે અને શા હેતુસર લખવી પડી છે તેનો ટુકમા ખુલાસો કરેલ છે **મકતુલ નામા** કે જે જગનામાની કીતાબના નામથી મશહુર છે તેની શરૂઆતમા પ્રસ્તાવના રૂપે લગભગ પાચેક ગઝલો લખી છે ઉપરાત આ **ગઝવાતોની** કિતાબમા પણ શરૂઆતની બે ગઝલો આ કિતાબની પ્રસ્તાવના રૂપેજ **હ૦ પીર મશાયખ ( રહે૦ )** એ લખી છે છતા હાલનો વખત જોતા વધુ ખુલાસો કરવાની જરૂર જણાવાથી આ પ્રસ્તાવના અમોએ અમારી તરફથી લખી છે

આ કિતાબમા **હ૦ પીર મશાયખ (રહે૦)** એ ઇસ્લામની શરૂઆતની તવારીખ લખેલી છે અને તેમા આપણા **હ૦ પયગમ્બર મોહમદ મુસ્તફા ( સલ૦ )** અને **સહાબા ( રદી૦ )** સાથે કુફ્ફારોએ કેવી કેવી લડાઇઓ કરી તેમજ કુફ્ફારોએ ઇસ્લામની ઇશાઅતને અટકાવવા તથા મુસલમાનોને નાબુદ કરવા કેવા કેવા સખ્ત પગલા ભર્યા અને તે સામે મુઠ્ઠી ભર મુસલમાનો કેવા કેવા દુ ખ અને તકલીફો ઉપાડી પોતાના જાન, માલ, બાલ બચ્ચા સ્ત્રીઓ, ઘરબાર વીગેરેની પરવાહ ન કરતા મઝહબ માટે કેવા જુનાબની વીરતા અને દ્રઢતા સાથે દુશમનોથી મુકાબલો કર્યો તેનુ પધમા ( કવિતામા ) બહુજ જુસ્સા ભર્યુ વર્ણન કરેલ છે, અને સાથે સાથે મુમનોને પણ બહુજ ઉમદા બોધ આપેલ છે, તથા **સહાબાઓ** જેવા મુસલમાન થવા તેમજ દીન–મઝહબ માટે જાન વટીકની પણ પરવાહ ન કરતા દીનમા સાબીત કદમ રેહવા મુમનોને બહુજ મનન કરવા લાયક નસીહતો કરેલ છે જેમાની થોડીક બૈતો અહી આપીએ છીએ –

હે આજ વે દીન, સહી નબીજી હો કેરા,
તો હિમ્મત કરને, દલ દેઓને સવેરા. ૧૧

સહી સરકે સાટે, દીન કરોને પ્યારા,
અને પગતો માડો, ખુબ કરને કરારા. ૧૨

જો ડુંગર ખસે, પણ પગ ના ખસાવે,
સહી દીન મુમન, એસા રે લાવે. ૧૩

સો મુમન જીસ દલ, હે સાચા રે દીના,
હે કુડ જીસ દલ, વે મુનાફક કીના. ૧૪

( ગઝલ-૧૮૭ )

વળી મુનાફક પણાથી બચવા માટે પણ ઘણા ઠેકાણે તાકીદ કરેલ છે જેમાની થોડીક એતો અહી નમુના રૂપે રજુ કરીએ છીએ

મુનાફક બાત બુરી હે ઝાતી હે.
મત તમુ કીજીઓ ઓસ સગ બાતી હે. ૧૫

સત્તર કાફરૂ મલને જાનો હે
એક મુનાફક વેસા પછાનો હે. ૧૬

( ગ ૧૯૯ )

હઝરત પયગમ્બર (સલ૦) ના વખતમા સાહાબ ગઝવાતો થએ છે તેમાથી નવમા જંગ થયા અને બાકીમા જંગ થયા નથી ગઝવાત એને કહે છે કે જે ચઢાઈમા હ૦ પયગમ્બર (સલ૦) પોતે શામીલ હતા જે નવ ચઢાઈઓમા લડાઈ થઈ તે **બદર, ઓહોદ, એહઝાબ, બનુકુરેઝા, બનુ મુસતલિક, ખયબર, ફતે મકકા હુનૈન અને તાએફ** નામથી મશહુર છે અને તેજ નવ લડાઈયોનો એહવાલ આ કિતાબમા બહુજ ખુલાસાથી **હ૦ પીર મશાયખે** લખેલ છે અસહાબો (રદી૦) કુફ્ફારો સામે સખતમા સખત કટો કટીના વખતે પણ બહુજ હિમ્મત અને બહાદુરીથી મુકાબલો કરી ઇસલામને તમામ દેશોમા ફેલાવ્યો તે કેટલાક ઇસલામના દુશમનો સહન ન કરી શકવાથી તેમની શાનમા તબર્રા કરે છે અને બુરૂ બોલે છે તેમજ બુગ્ઝ-અદાવતથી બળ્યા કરે છે તેઓ આ કિતાબથી જોઇ શકશે કે, મજકુર સહાબા (રદી૦) એ **હ૦ પયગમ્બર (સલ.)** ના સાથે રહી ઇશાઅતે ઇસલામ માટે પોતાના જાન અને માલના કેવા કેવા ભોગો આપ્યા છે અને હિમ્મત તથા દ્રઢતા સાથે છેવટની ઘડી સુધી કુફ્ફારોના મુકાબલામા રહી ઇસલામની શાનને કેવી રોશન કરી છે

અરબી ફારસી ઉર્દુમા ગઝવાતોની મોટી મોટી કિતાબો લખાએલ છે પરંતુ ગુજરાત તરફ વસ્તી મુમન કોમ સાધારણ ગુજરાતી શીવાય બીજી કેળવણીથી અજ્ઞાન હોવાથી **હ૦ પીર મશાયખ રહે૦** (જેમનુ ટુંક જીવન વૃતાંત આ પ્રસ્તાવનાની પાછળજ આપેલ છે તેઓ) એ ગુજરાતી હરફોમા અને તે વખતની ગુજરાતી મીશ્રીત ઉર્દુ ભાષામા ત્રણસો વરસના પહેલાની ગુજરાતના મુસલમાનોની ભાષા) તે વખતના ગામડયા મુમનોને પસંદ આવે અને સહેલાઈથી પઢે તે ખાતર કવીતાઓમા આ ગઝવાતોની કિતાબ લખી છે ઉપરાંત આપે તેવીજ ઢબથી **ફિકાહ, ખુલફાએ રાશેદીન, હદીસો, મોજીઝા, મેઅરાજ નામુ, નુર નામુ, મકતુલ નામુ** વીગેરે કિતાબો લખી છે અને તેની નકલો હજુ સુધી ઘણા મુમનો પાસે મોજુદ છે

**પીર મશાયખ (રહે૦)** ની વય લગભગ અડધી સદી જેટલી ગણાય છે અને તેમા આસરે દસ વર્ષ આપે ઝેહમત અને તકલીફ ઉપાડી મુમન કોમ માટે દીની કિતાબો મોટા જથ્થામા લખી તઈયાર કરી આપી મજકુર કિતાબોને લોકોએ બહુજ હર્ષથી વધાવી લીધી અને પઢવા લાગ્યા લોકોનો શોક દિવસે દિવસે વધવા લાગ્યો અને તેથી મોટી રકમો આપી તેની નકલો કરાવી પોતાના ઘરોમા રાખવા લાગ્યા અને તેવીજ લાગણીના લીધે હાલ સુધી મજકુર કિતાબોની નકલો થતી રહી અને કેટલાકો તેને બરબાદ કરવાની ઝબરદસ્ત કોશીશો કરવા છતા તે સલામત રહી અને આપણે તે જોવાને અને તેનાથી લાભ લેવાને ભાગ્યશાળી થયા અમો **હ૦ પીર મશાયખ (રહે૦)** નો તો જેટલો એહસાન માનીએ તેટલો થોડોજ છે પરંતુ અઢીસો વરસ પેહલા લખાએલ કિતાબો, નકલો કરી કરી હજુ સુધી હસ્તીમા રાખી તેમનો પણ અમારે એહસાન ભૂલવો નજ જોઈએ અમો ખાસ કરી ગામ બાદરપુરવાળા મરહુમ મુમન વલી નસીર (ઢોલી) નો પણ બહુજ આભાર માનીએ છીએ કે જેમની નકલ કરેલી કિતાબ ઉપરથી અમોએ આ કિતાબ નકલ કરી છપાવવા ભાગ્યશાળી થયા મજકુર ભાઈએ પણ ઘણી કિતાબોની નકલો કરી છે અને તેઓ તે વખતના એક સારા લખવાવાળા ગણાતા હતા અમોએ આ કિતાબની નકલ પણ તેમના હાથની ઉપરથીજ કરી, છપાવી છે અને તેમના હાથની નકલના ફોટુ પણ આ કિતાબમા આપેલો છે જેથી તેઓ કેવા લખનારાઓ હતા તે જોતા જણાઈ આવશે

હાથની નકલો કરેલી કિતાબો બહુજ મોંઘી પડતી હોવાથી અને જુના હરફોના લીધે લોકો સારી રીતે પઢી ન શકતા હોવાથી તેમજ લખવાવાળાઓની પણ બીલકુલ અછત હોવાના લીધે કિતાબોની હસ્તી રેહવી પણ દુર્લભ જણાવાથી મજકુર કિતાબો છપાવવાની જરૂર જણાઈ છે હાલના દુન્યાના વાતાવરણે દરેક માણસને ઘણીક તરક્કીમા આવ્યા અને વાચન બાબતમા આગળ પડતો ભાગ

લેવાને ઉતેજીત કર્યા છે એટલે મુમન કોમને પણ ઉન્નતીનો કાંઇક હિસ્સો મળે એ સ્વભાવીક છે આગળ જે સેકડો વરસમા મુમન કોમ તરકકી ન કરી શકી તે હાલની દુન્યાની ચળવળોને લીધે છેલ્લા દાયકામા કંઇક બેદાર થયેલી જણાઇ છે જો કે હજુ બીજી ભાઇ બંધ કોમો કરતા ઘણુજ પાછળ છે છતા તરકકીના સાધનોની તેમને જરૂર જણાઇ છે અને કિતાબો તરફ પણ શોક વધવાથી અને હાથની નકલો પુરતી ન હોવાથી પણ કિતાબો છાપી બ્હોળો ફેલાવો થાય એવી કોશીશ કરવી જરૂરી સમજવામા આવી છે

આપે લખેલ કિતાબો **સહી બુખારી, મિશ્કાત, કંઝ, શરેવકાયા મુસ્લીમ, ઇબ્ને માજા** વીગેરે ઇસ્લામી મો'તેબર કિતાબોના આધારે લખી છે અને તેમા દીની એહકામોનો કુરતો ખઝાનો એકઠો કર્યો છે આપ પોતાની લખેલી કિતાબોની તા'રીફમા લખે છે કે " જેવી રીતે હ૦ **ઇમામ ગઝઝાલી (રહે૦)** પોતાની લખેલ કિતાબ **એહીયા ઉલ ઉલુમ** માટે લખે છે કે, કદાચ દીની બધી કિતાબો દુન્યામાથી નાબુદ થઇ જાય અને ફક્ત **એહીયા ઉલ ઉલુમજ** બાકી રહે તો પણ મુસલમાનો તેમાથી જાણતા દરેક દીની એહકામો મેળવી શકશે અને ગુમરાહ થશે નહી એવીજ રીતે આ મારી લખેલી કિતાબોને પણ સમજવી "

અઢીસો વરસ ઉપર હ૦ **પીર મશાયખ ચિશ્તી (રહે )** એ મુમન કોમ માટે લીધેલ મેહનત અને તકલીફની કદરો આજ હાલમા કાંઇક કદર થવા લાગી છે તે જોતા ઘણુજ ખુશી પેદા થાય છે અને તેથી મજકુર બુઝુર્ગની રુહ મુબારક પણ ખુશ થશે આપે આ કિતાબના બયાનોને હીરા–માણેકના તોલે જણાવ્યા છે અને તેને હાસીલ કરવા ઘણી જગ્યાએ તાકીદ કરી છે આપ લખે છે કે જો તુ આ બયાનો સાભળીશ અને તેમાનો સાર ગ્રહણ કરીશ તો તુ આગલા તે મુસલમાનો જેવો એક પાકો મુસલમાન થઇશ જો તુ સીપાહી હોય કે બાદશાહ તો પણ આ રઝવાતા ધ્યાનથી સાભળ અને તેના બિરપુરૂષોની માફક ખાલીસ દિલે અમલ કર તો તુ જરૂર દુશમનો ઉપર ફતેહમંદ થઇશ અને દુનીયામા નામ થવા ઉપરાત કયામતના દિવસે પણ સુર્ખરૂ થઇશ હ૦ **પીર મશાયખ (રહે)** એ આ કિતાબ સન હીજરી ૧૦૯૯ મા લખી છે એટલે આજે તેને ૨૪૨ વર્ષ થયા આ કિતાબ અસલ ઉપરથી નકલ કરતી વખતે અસલી હાલતમાજ રહે એ માટે ઘણુજ સભાળ લેવામા આવી છે અને જુનો વીગેરે જોવા માટે સાથે રઝવાતોની એક બીજી નકલ પણ રાખવામા આવી હતી કિતાબોની નકલ કરનારાઓ સાધારણ ગુજરાતી સીવાય બીજી ભાષાઓથી અજ્ઞાન હોવાના લીધે આ કિતાબમા આવેલા અરબી ફારસી અલફાઝોને અને નામોને ન સમજી શકવાથી અક્ષરોની રચનામા હેર ફેર થઇ ગયેલો કેટલાક ઠેકાણે માલમ

પડ્યો અને તેથી અર્થના અનર્થ થઇ જતા કેટલાક ઠેકાણે જણાતા **બહજતુલ મહાફિલ, રિયાઝુન નઝરત, મુનતહલ અરબ, શિફાએ કાઝી એયાઝ, સહી બુખારી, મદારેજુન નુબુવત, તફરીહુલ અઝકીયા, તવારીખે હબીબે ઇલાહ** વીગેરે ગઝવાતોની મોઅતેબર કિતાબોની મદદથી અલફાઝોને અને નામોને રીતસર શુદ્ધ કરી છાપવામા આવ્યા છે અને અઘરા શબ્દોના અર્થ નીચે નોટોમા અમારી તરફથી આપ્યા છે **હઝરત પીર મશાયખ (રહે૦)** એ નાહની નાહની કિતાબોને તથા પરચુરણ બયાનોને બાદ કરતા બીજી સઘળી કિતાબોને એક ગ્રથમાળાના રૂપમા ગોઠવણ કરી તે ગ્રન્થાનુ નામ **"દીવાને મશાયખ"** આપેલ છે અને બધી કિતાબોમા ગઝલોના ચાલુ નબર રાખ્યા છે એટલે અમોએ પણ ચાલુ નબર રાખવા ઉપરાત એક કિતાબમા કેટલી ગઝલો છે તે ખાતર તેમજ બીજી સગવડો માટે સાથેજ ગઝલોના નવા નબર પણ અમારી તરફથી મુકવામા આવ્યા છે

કિતાબની શરૂઆતમા આસરે પાચેક બેતો ખુટેલી માલુમ પડે છે તેમજ આખી કિતાબમા થઇ આઠ દસ ઠેકાણે અડધી અડધી બેત ખુટતી જણાય છે શરૂઆતમા ધ્યાન ન રહેવાથી ખુટતી કડીઓની જગ્યાએ ચોકડીઓ મુકી નથી પરતુ પાછલા બયાનોમા મુકવામા આવી છે

આ કિતાબની અમારા હાથની નકલ તપાસવામા તેમજ જ્યા જરૂર સલાહ આપવામા જનાબ મૌલવી ફતેહમોહમદ સાહેબ પોતાનો બહુજ કીમતી વખત આપ્યો છે અને દરેક વખતે અમોને અમારા કામમા એવીજ રીતે મદદ આપતા રહે છે તે બદલ અમો તેમનો બહુજ ઉપકાર માનીએ છીએ અને દુઆ ચાહીએ છીએ કે, તેના દીની હમદર્દીને ખુદાપાક લાબુ આયુષ્ય બક્ષે ઉપરાત ભાઇ દાઉદ જમાલુદીન, કરીમહમદ પીરમહમદ જલાલુદીન રાજમહમદ તથા મોલવી હોસન રાજમહમદ વીગેરેએ પણ આ કામમા અમોને બહુજ સારી મદદ કરી છે તેઓનો પણ આ તકે અમો આભાર માનવો જરૂરી સમજીએ છીએ

ખાસ કરી આ કિતાબ પ્રગટ કરનાર ભાઇ મોહમદ શરીફ મઝહબી અને કોમી સેવા અર્થે આ કિતાબ કે જે લગભગ સાડા ત્રણસો પેજની થઇ ગઇ છે તે છપાવવા માટે નાણાનો જે મોટો ભોગ આપ્યો છે અને કિતાબનુ મોટુ ખરચ ઉપાડવા છતા જુજ કિમ્મતે તે આપવા કબુલ થયા છે તેઓનો પણ આ તકે ઉપકાર માનવો જરૂરી સમજુ છુ અને ખુદા પાકથી દુઆ ચાહુ છુ કે, ખુદા તઆલા તેઓના ધાર્મિક શોકમા વધારો કરે અને ભલા કામો કરવા માટે લાબુ આયુષ્ય બક્ષે **આમીન**

જુની મઝહબી કલમી કિતાબો છપાવવાનુ કામ કેટલુ બધુ મુશ્કેલી

ભર્યું છે અને કલમી કિતાબોના શબ્દોમા થયેલ હરફોના હેરફેરના લીધે નકલ કરતી વખતે કેવી અગવડો આવે છે અને તેના કેવા ગોટાળા ભરેલા અર્થો થઇ જાય છે તે તો આ લાઇનમા કામ કરનારજ સારી રીતે સમજી શકે છે આ કિતાબની નકલ કરતી વખતે અને છપાવતી વખતે દરેક સભાળ લેવામા આવી છે છતા જો કાંઇ ભુલ કોઇ ભાઇની જાણમા આવે તો અમોને પત્રથી અથવા રૂબરૂ મળી જણાવવામા આવતા આ કિતાબની બીજી આવૃતિમા તેમજ બીજી કિતાબો છપાવતી વખતે સભાળ લેવા બનતુ કરશુ

**ખુદા તઆલાના** હજારો એહસાન અને લાખો શુકરાના કે તેણે એક ખાકસાર બંદાને આ નેક કામમા હિમ્મત આપી અને પુરૂ કરાવ્યુ અમારા મોઅઝઝ બિરાદરોની અને હમદર્દોની સેવામા પણ અમો નમ્રતા પુર્વક વિનતી કરીએ છીએ કે તેઓ આ એક પોતાની ધાર્મીક કિતાબને બલ્કે પોતાના એક મહાન બુઝુર્ગના હાથે લખાએલ સાહિત્યને બહુજ ખુશી સાથે વધાવી ઉત્તેજન આપી તેનો બહોળો ફેલાવો થાય એવી રીતે ઉદાર દીલે મદદ કરશે તો ઇન્શા અલ્લાહ બીજી કિતાબો પણ બહુજ જલ્દી બહાર આવશે અને અંધારામા પડેલ કિમતી દીની સાહિત્ય અજવાળામા આવી તેનાથી દરેક મુમન-મુસલમાન લાભ લેવા ભાગ્યશાળી થશે બલ્કે પોતાના ઉપર આવી પડેલા આફતો તથા ગુમરાહ કરનારાઓ તરફથી નખાએલ જાળો બહુજ હિમ્મત સાથે દુર કરી એક પક્કો ઇસ્લામી થશે આમીન

وماتوفيقى الابالله عليه توكلت واليه انيب

લી૦ ખાકસાર

**ઇબ્રાહીમ પીરમહમદ**

એડીટર **અલ-ઇસ્લામ** અને **મુમન મિત્ર.**



# સૈયદ પીર મશાયખ ચિશ્તી (રહે૦)

## નુ ટુંક જીવન વૃત્તાંત.

મુમન કોમને રાહે હીદાયત (સીધા રસ્તા) તરફ દોરનાર તથા આ કિતાબને મુમનોની હિદાયત માટે લખનાર **સૈયદ પીર મશાયખ બિન ફાજલશા (રહે.)** કે જેમનો જન્મ સને હીજરી ૧૦૫૦ ના રબીઉલ આખર માસની તા૦ ૧૪ મી એ કડી પાસેના જત્રાલ ગામમા થયો હતો નવ વરસની વય થતા આપના વાલીદે બુઝુર્ગવાર **હઝરત ફાજલશાએ** આ દુનીઆથી રહેલત કરી આપને યતીમીનો ખીતાબ બખશ્યો. તીસ વરસની ઉમરે પઢવાનુ શરૂ કર્યું પરંતુ ઉમર ઘણી થઈ જવાથી ઝબાન અટકવા લાગી આપ પોતાની લખેલી કીતાબમા ફરમાવે છે કે, ઇલ્મ પઢવા માટે ઝબાન ન વળવાથી મુરીદોની જાહેલીયત જોઇ મને ઘણોજ અફસોસ થયો એવામા રાત્રે ખ્વાબમા **હઝરત ખાતેમુન નબી મોહમદ મુસ્તફા (સલ૦)** એ આવી મને દીદારથી મુશર્રફ કરાવ્યો જેથી મને એવુ ઇલ્મ હાસીલ થયુ કે—

**બદદીન દીન કાજ, મુજ પાસ આવે,**
**અને આકીદા હુકનેકુ, સહી કર લાવે.**
**તો કરમ રે અલ્લાહસુ, કુફર ઓસકા જાવે,**
**અને દીન કેરી રાહા, વે સહી રે પાવે**
**પીછે હોવે શરાવક, હિંદુ કે ગેબરી,**
**કે હોવે રે મુનાફક, દોલી મુમનો કેરી**
**કે હોવે ઓમે મલીયા, દીનકા ચોરા,**
**તો કુફર ભી ઓસકા, તોડુ રે બોતેરા**
**શીયા મઝહબકા, જો કદી ગે આવે,**
**તો સુન્ની હો કેરી, રાહા વે પાવે.**
**એતની ગે સમજન હે મુજ માહા,**
**વે નબીજીકી દોસ્તી, મુજ સુરે નાહા**

આપે મુમનોની હીદાયત માટે ગુજરાતી હરફ તથા જુની ઉર્દુ ભાષામા **ફીકાહ, હદીસ, મોઅજીઝા, ખુલફાએ રાશેદીન, હઝરત (સલ૦) ની** તારીક વીગેરેના ઘણા બયાનો લખેલ છે. આપનુ લખાણ આશરે ચાર મણના કાગળોપર અંદાજ છે જે આપનો ઝમાનો જોતા ખરેખર મનન કરવા યોગ્ય છે આપ કરામતવાળા, સદ્ગુણી અને ઘણાજ નમ્ર સ્વભાવવાળા હતા અને ધર્મશાસ્ત્ર

## "ગઝવાત" નુ એક પાનુ

સૈયદ પી મશાયખ (રહે૦) ની કિતાબ ' ગઝવાત " ની જુની
હસ્ત લેખીત નકલનુ એક પાનુ

વીગેરેનુ સારૂ જ્ઞાન ધરાવતા હતા ઇસ્લામીયોમાથી પણ ભટકેલાને ગેહેરાહ્ત તરફ ફેરવા માટે "**ખુલફાએ રાશેદીન**' નામની કિતાબમા બહુજ સારો બોધ આપેલો છે તેમજ ગેર કોમ જેવી કે જન વીગેરેને પણ ખરા માર્ગની હીદાયત "**હાદી ધર્મ**" નામની કીતાબમા બહુજ અસરકારક દલીલોથી કરેલ છે મુમનોની જાહેલીયતના લીધે આપને ઘણુક ખમવુ પડયુ હતુ બલ્કે વતનથી બેવતન થવુ પડયુ હતુ પરંતુ આપે તેની પરવાહ ન કરતા દીનજ તથા જ્ઞાન પણે બોધ કરવાનુ કામ જારી રાખ્યુ હતુ આપ ( **સય્યદ પીર મશાયખ ચિશ્તી** ) **હઝરત ઇમામ જાફરે સાદીકના** પુત્ર **હઝરત ઇસમાઇલની** નસલથી છે એમનુ પેઢીનામુ નીચે મુજબ છે

સય્યદ મશાયખ, બીન સય્યદ મોહમદ ફાઝલશાહ, બીન સય્યદ સદરૂદીન, બીન સય્યદ ઝયનુદીન, બીન સય્યદ અબુલ હસન, બીન સય્યદ મશાયખ, બીન સય્યદ રેહમનુલ્લાહ, બીન સય્યદ કમીરુદીન હસન ( કુકે નીકન ), બીન સય્યદ મોહમદ સદરુદીન, બીન સય્યદ તાજાબુદીન બીન સય્યદ નસીરુદીન, બીન સય્યદ શમસુદીન, બીન સય્યદ સલેહુદીન, બીન સય્યદ ઇસલામશાહ, બીન સય્યદ મોમીનશાહ, બીન સય્યદ ખાલીદ, બીન સય્યદ મોમીન હાશમ, બીન સય્યદ અહેમદ હાદી, બીન સય્યદ મુસ્તફા, બીન સય્યદ અબદુલમજીદ, બીન સય્યદ ગાલેબોદીન, બીન સય્યદ મનસુર, બીન સય્યદ ઇસમાઇલ (સાની), બીન સય્યદ મોહમદ, બીન સય્યદ ઇસમાઇલ, બીન ઇમામ જાફરે સાદીક (રહે૦)

**સય્યદ મશાયખ** (રહે૦) એક શેખઝાદા કે જેઓ ઘણાજ મુત્તકી અને પરહેજગાર હતા અને થોડા દિવસ હિંદુસ્તાનમા રહી ચાલી ગયા હતા તેઓના મુરીદ તથા ખલીફા થતા હતા એમનુ પીર પેઢીનામુ નીચે મુજબ **શેખ ફરીદ ગજે શકર (રહે)** સાહેબને જઈ મળે છે

**સય્યદ મશાયખ** તે શેખઝાદાના મુરીદ તે તાજુલ સાલેહના તે તાજદીન મહમદ ઇબ્રાહીમના તે શેખ ઇબ્રાહીમના તે શેખ મહમદના તે શેખ અહેમદના તે શેખ દાઉદના તે શેખ યુસુફના તે શેખ મુનવ્વરના તે શેખ ફાઝલના તે શેખ સુલેમાનના તે શેખ યુસુફના તે શેખ મદનીના અને તે શેખ ફરીદ ગજે શકર ( રહે૦ ) ના મુરીદ હતા

આપ પહેલા કડીમા રહેતા હતા પરંતુ પાછળથી અમદાવાદમા સારંગપુર જુના ચાર ટોડા પાસે મુકામ કર્યું હતુ અને ત્યાજ વફાત થતા મજકુર જગ્યામા આપને દફન કરી દરગાહ બાંધી છે અને આપની વફાતની તારીખ એટલે મોહર્રમ માસની તા૦ ૨૧ મીએ દર વરસ મજકુર મુકામે ઉર્સ ભરાય છે અને મુમન મુરીદો ઉપરાત બીજા મુસલમાન ભાઇઓ પણ તેમા સારી રીતે ભાગ લે છે

(**મુમન મિત્ર** ઉપરથી)

# અનુક્રમણીકા.



بسم الله الرحمن الرحيم

હ૦ પીર મશાયખ રહે૦ ની લખેલી કીતાબ

# ગઝવાત.

(રસુલુલ્લાહ (સલ૦) ના વખતની લડાઇઓની તવારીખ)

## ૩૩૦-૧

યુ ફરક બોલીકા, દેખો હર હર ઠામા. ૧
સહી દેખોને બાઇસ. હુઇ ગઝવાતા;
જીસ લશકરમાં નબી થે, એસી સુણોરે બાતા. ૨
પીછે નવ ગઝવાતોંમાં, હુએરે કતાલા;
સો લડાઇકા સુણીયા, નવ માંહેરે હાલા. ૩
સો બાઇસમાં નવમાં. હુઇરે જંગાઇ;
આવ કાફરને નબીજીસુ, કીતીરે લડાઇ. ૪
ભી કાફર પર નબી થે, કાજ લડાઇ સધારે;
જે હબીબ નામસુ, કહીએ રબકે પ્યારે. ૫
દેખો બદરને ઓહદ, એ હજબ કહીએ;
બનુ કુરેઝા ચોથી, ગઝવાત લહીએ. ૬
બનુ મુસતલિક ખયબર, ફતેહ મકકે કેરી;
અને હુનેન ને તાયફ, સુણીઓ સવેરી. ૭
એ નવ ગઝવાતોંમાં, બોત હુએરે જંગા;
યું દીન હુઆ રોશન, કદી હોવેના ભંગા. ૮
એ સુનની હે દીનકી, સહી મનકર બાતી;
અને હોકર બંદે, કહો દન ઓર રાતી. ૯

રે તુહી

ખાલક આપ સુબહાન હય, કરે જે ચાવે ચંત રે,
કરે જે ચાવે ચત;
લાઓબાલી* દરગા ઓસકી, એસા અપના મીતરે,
એસા અપના મીત. ૧૦

## ૩૩૧-૨

સુન જો હેરે તુ કાફર, તો ભી લડાઇકી બાતી;
કે કુફરરે ટુટે, પાક હોવેરે જાતી. ૧
જો હેરે દીનદારા, તોભી સુન એ બયાના;
હોવે ઉસ્તવાર× ઇમાન, સહી દલકી શાના. ૨
દેખો સાચી એ નીશાની, રાહા ખાલક કેરી;
જે નબીઓં બતાઇ, સો સુણીઓ સવેરી. ૩
દેખો કાફર થે પાદશા, નબી ઝમાને કે માંહા;
ઓનુ પ્યાર નબીઓં પર, કભી કીયારે નાંહા. ૪
ઓનુ નબીઓં કે નામસુ, બોત દુશમની કીતી;
અને નત ઉઠને લડાઇ, ઓનુ ચડરે લીતી. ૫
અને નબીતો રબને, થે એકલે બનાએ;
પીછે મુસલમાન એક એક, કાજ દીનકે આએ. ૬
વે નબીઓંને કાફર માર, કીઆ રોશન દીના;
અને મુલક ઓનુકા, છીન નબીઓંને લીના. ૭
સહી અંબીઆ સબોંકી, એસી હેરે રીતા;
તો ખાલકકે હુકમ સુ, કામ અનુ સહી કીતા. ૮
તો દીન હુઆ રોશન, જેસા પુનમકા ચંદા;
એસી નબીઓંકુ ખુબી, હે રબ રે દેહદા. ૯
એ મારફત માંહે, આગે બયાનરે લખાવે;
હે ઉમેદ જો મુજ તન, સુખ ચેન રે આવે. ૧૦

* બેપરવા × મજબુત

જો હેરે સીપાહી, તુ સુનને એ બાતી;
અને યાદ રાખ મનમાં, બાત દન ઓર રાતી. ૧૧

જો હેરે પાદશા, તો બી સુન ગઝવાતા;
તુ ગઝવાત જેસી, કર લડાઇકી બાતા. ૧૨

જે કો ઓસ રીત જાકર, કરેગા લડાઇ;
સહી અકીદેસુ બુજે, ફતેહ ઓનેરે પાઇ. ૧૩

જો હોરે તમે ઉમ્મત, ઓર નબીઓં કેરી;
તોબી નબીજીકી ગઝવાત, તમે સુનોરે સવેરી. ૧૪

દેખો સુલતાન અબીઆ, કેસે અહમદ કેલાએ;
સો ખાસે બંદે સુનકર, મન એતના લાએ. ૧૫

રે તુહી
દેખો બીસ ને દો ગઝવાત હે, નવમાં હુઆ જંગ રે,
નવમાં હુઆ જંગ.
દન દન રોશન દીન હે, કબી ના હોવે ભંગ રે,
કબી ના હોવે ભંગ. ૧૬

## ૩૩૨-૩

જબ તેપન બરસકી, ઉમર નબીજી હો કેરી;
તબ ચલકર મકકેસુ, પોંચે મદીને સવેરી. ૧

થી આઠમી તારીખ, રબીઉલ અવ્વલ માસા;
થા દન સહી દોસબેકા*, કહીએ રે ખાસા. ૨

સહી હીજરત ઓસકા, ધરીઆ રે નામા;
છોડ મકકા રે સીધારે, નબી મદીનેકી ઠામા. ૩

તબ હીસાબ બરસોંકા, ફેર નવા રે લખાયા;
સો હીજરત કેરા, નવા બરસ રે કેલાયા. ૪

* સોમવાર

અબ પૅલેસુ દુજા, યું ગણા રે જાવે;
બી તીજાને ચોથા, બી બોત રે ગણાવે. ૫
સો આજ તક હિસાબ હે, ચલા વે આતા;
હે હીજરત કેરા, પૅલા બરસ રે કેલાતા. ૬
આજ એક હજાર નવાણુ, બરસ રે કહીએ;
સો હીજરત બરસથી, હીસાબ રે લહીએ. ૭
અબ ગઝવાત માંહે, હિસાબ જે આવે;
અને પૅલાને દુજા, બરસ રે ગણાવે. ૮
સો હીજરત કેરા; પૅલા બરસ પછાના;
સહી ઓસરે હિસાબસુ, એ સમજો બયાના. ૯
અબ દેખોને ફોજોકી, કેસી હે રીતા;
જે હુકમ લડાઇકા, થા ફોજોંકુ દીતા. ૧૦
અમીર હમઝા નબીકે ચચા રે જાનો;
રજીઅલ્લા અનહો* ઓને કરને રે પછાનો. ૧૧
સો પૅલી ફોજ અનુકે, નામસુ બનાઇ;
કર સરદાર અનુકુ, ફોજ રે ભેજાઇ. ૧૨
તબ તીસ અસહાબ, ભેજે અનુકે સાથા;
અને નીશાન સફેદ કર, દીઆ એકકે હાથા. ૧૩
એ અવલ નીશાન, ઇસ્લામ માંહે કીતા;
સો અમીર હમઝાકુ, પૅલા સવારને દીતા. ૧૪
વે તીસ અસહાબ થે, મહાજર રે કેરે;
એ સુન સુન બયાન, મન દે યુ સવેરે. ૧૫

રે તુહી
નીશાન સફેદ બનાય કર, દીયા અસહાબી હાથ રે
દીયા અસહાબી હાથ;

* અલ્લાહ તેમનાથી રાજી રહે

અમીર હમઝા સરદારથે, થે તીસ મહાજર+ સાથ રે,
થે તીસ મહાજર સાથ. ૧૬

———○———

## ૩૩૩-૪

યુ અમીર હમઝાકુ, કીએ ફોજ સરદારા;
અને નીશાન ઉજલા, ઓનુ આગળ સવારા. ૧

થા કાફલા કુરેશીઓંકા, આતા મુલક જે શામા;
ફિર મકકેથે વે જાને, કર સોદાગરી કામા. ૨

સહી અમીર હમઝાકુ, અનુ પર થે ભેજાએ;
થે તીનસો આદમી, વે કુરેશી સુનાએ. ૩

થા અબુ જહેલ કાફલેકે, સાથ ે જાના;
એ ફોજકા બયાન, એસા લખેસુ પછાના. ૪

જબ દોનો લશકર. ભએ સામ સામી;
અમીર હમઝાને અબુ જહેલ, એ દોનોરે નામી. ૫

દોનો તરકરે સામાન, લડાઇકા કીતા;
બોત ગુસ્સાગે દીન કાજ, દાવા પુરા મન દીતા. ૬

તમ ધેર ધેર જુઆન. ધસ આએરે સારેઃ
બીચ મોહરમી નામથા, વે આવને વારે. ૭

ઉમર જહનીકા બેટા, થા મોહરમી નામા;
વે બીચ આને પડયા, ઓસહી ઠામા. ૮

ઓને લડાઇ કરને, દીતી રે નાહા;
બીચ હાડા રે રહયા, દોનો લશકરો માંહા. ૯

તબ અમીર ફર આયે, કોમ સેતી રે મદીના;
એક ફોજકા બયાન, સુન એસારે કીના. ૧૦

સી અબુ ઉબેદા હારીસ, નામ રે કહીએ;
ભાઇ ચચેરે નબીકે, વે સહી કર લહીએ. ૧૧

+ મક્કાથી મદીને કુચ કરવાવાળા

સહી મહાજરોંકે શેખ*, થા અનુકા ખીતાબા;
સો દુજી ફોજ અનુકી, પીછે ભેજી રે સિતાબા. ૧૨

અને સુફેદ અનુકા થી, કીયારે નીશાના;
સાઠ મહાજર સાથ થે, એસા લખેસુ પેછાના. ૧૩

યું દુજે સરદાર, અબુ ઉબેદા હારીસ કહીએ;
રજી અલ્લા અનહો, અનુ નામસુ લહીએ. ૧૪

એ સુન સુન બાતી, યાદ રાખો રે મંના;
અને એક કર કહો, એ રાત ઓર દના. ૧૫

રે તુહી

અબુ ઉબેદા હારીસ નામસુ, સરદાર દુજે જાનરે,
સરદાર દુજે જાન;
સાઠ મહાજર સાથ થે, એસી ફોજ પેછાનરે
એસી ફોજ પેછાન. ૧૬

## ૩૩૪–૫

સો કુરેશીયોંકે ટોલે પર, એ ફોજથી ભેજાઈ;
કુરેશી કામકુ નીકલેથે, એસી ખબર રે પાઇ. ૧

તબ ફોજ જાને પોંચી, જા કાફરોંકી ટોલી;
તબ સુધ ગઇ ઓનુકી, સત પતી બોલી. ૨

જા દોનો લશકર, હુએ સામ સામી;
ઉધર ઇકરમા બિન અબુ જહેલ, થા રે નામી. ૩

તબ ધસ ધસ જુઆના, બેગે આયેરે સારે;
સો દીન કાજ જીવ, દ્વા કીયારે પ્યારે. ૪

તબ લડાઇ મડાની, માર પડીરે તીરા;
સહી દીન કાજ મુમન, મન રાખી રે ધીરા. ૫

*સરદાર

સહી દેખો નામ સાદ, બિન અબી વકાસા;
સો રજી અલ્લા અનહો, કહીએ નામ ખાસા. ૬

જાનો પૅલા પૅલ તીર, સહી અનુરે ડલાયા;
સો કાફરોંકા લશકર, માર ધુલરે મેલાયા. ૭

સહી ઓસ દન અનુ પાસ, થે તીર રે બીસા;
સો સગલે ડાલે, કર કાફરોંકુ રીસા. ૮

સો કોઇબી તીર, વે ચુકે રે નાંહા;
બીસ કાફર મારે, બીસ તીરોં કે માંહા. ૯

દેખો દુજી ફોજસુ, એસી હુઇ રે લડાઇ;
એ ખબરરે સાચી, હે લખેસુ પાઇ. ૧૦

દેખો સઘળી ફોજેકી, એસી રે રીતા;
જેસા દોરે ફોજેકા, હે બયાન ગે કીતા. ૧૧

યું છે ને પચાસ, જેતી ફોજા રે જાનો;
સહી અનુકીભી શાના, સહી એસી રે પછાનો. ૧૨

એ બયાન તો સારા, નાંહી લખા રે જાતા;
કે બયાન ગઝવાતોંકા, આગે બોત હે આતા. ૧૩

ઓસ કાજ ફોજેકા, બયાન થોડા હે કીતા;
કે ગઝવાતોં કેરા, સોચ મન હે દીતા. ૧૪

એ સુન સુન બાતી, મન સમજને લીજે;
અને ખાલક અપનેકુ, એક ચત દીજે. ૧૫

રે તુહી

સાદ બિન વકાસ નામસુ, જાનો સહી અસ્હાબરે,
જાનો સહી અસ્હાબ;

અનુ તીર પૅલે ડાલીએ, અવલ અવલ સીતાબરે,
અવલ અવલ સીતાબ. ૧૬

## ૩૩૫-૬

રૂપક

સાદ વકાસ હે, જનુકા નામા;
હજુ નામ જગ, ઓનુકા ઠામા. ૧

કરે કામ ને લે, ઓનુકા નામા;
બુજે ચૌ ચક*, રૂમ ઓર શામા. ૨

સહી હથોટી, સોરાતન તેમાં;
પાકા મારે, તાક તોરત મા. ૩

ઉન સાથ આવ, કીયા સો જગા,
ભાગે કાફ્ર, ભીગે ગા. ૪

હાક હુકારે, પડે સો ભારી;
આયે મહાજર. સાદ અન્સારી×. ૫

તાક નીશાના, મારે કલસુ;
ઝુઝે પેલવાન, આપસ બલસુ. ૬

તાણે તીર, ગુસ્સે હોએકર;
મારે કાફ્ર, ચુન ચુન ધર ધર. ૭

કાફ્રે પર, કેસી કીતી;
જે હઠ સુ આવ, લડાઇ લીતા. ૮

મારે જુઆના, અત ન આવે;
આવ અડે, ના પીઠ દેખાવે. ૯

રણુ જબ તીરોં, કીયા રાતા;
માર કાફ્ર, ઢોલી જાતા. ૧૦

તબ અનુ બુજા, ભાગણુ બાતા;
સગો આગે, રહયા ના જાતા. ૧૧

---

* ચારે દીશા × હઝરતને મદદ કરનારા મદીનાવાળા મુસલમાનો

માઝી ગીરીએ, અબ કયા ઝુઝે;
હુએ ધાબ રે, દેશ ના સુઝે. ૧૨

તબ ઉઠ ભાગે, જું હરાએ,
અદદ સેતી, લે ઝોલી બાએ. ૧૩

અબ કયુ ભાગે કાફર જાતી,
દાવા સગો કેસી બાતી. ૧૪

જો કો સાદકુ તીર પોંચાતા
તો કો કાફર જાને ના પાતા. ૧૫

સૈયદ મશાયખ રૂપક કેહવે,
ઉમેદ કે કયામત તક રેહવે. ૧૬

## ૩૩૬–૭

દેખો પેંલી ગઝવાત, વે દન કેલાઇ;
સો અબવા જાગોકી, ઠામ રે બનાઇ. ૧

સો હીજરત કેરા, કહીએ સાલા;
દો મહીને ને દસ દન, મુદદતકા હાલા. ૨

સહી ગઝવાતકા, એ બુજારે બયાના;
નાંહી લડાઇ હુઇ. એસા લખેસુ જાના. ૩

પીછે ગયે રે કુરેશી, સુનો દુજી ગઝવાતા;
ભી જુલ અસીર કે નામસુ, હે લખેસુ સુણાતા. ૪

જુલ અસીરસુ બુજો, તમે ઠામ કેરા નામા;
વા નબીથે સધારે, સહી ગઝાકે કામા. ૫

સો દો મહીને તીન દન, પેંલી ગઝવાત બાજા:
સો કુરેશીઓંકે કારવાન*, ગયે થે કાજા. ૬

સો ખબર નબીકુ. આ એસીરે પોંચાહી;
કે કુરેશીઓંકે કાફલેકી, કીતીરે અગાહી. ૭

* કાફ્નો

કે અબુ સુફયાન કાફલા. લે શામકુ હે જાતા;
અને બોત હે કુરેશી. એસા કાફલા કેલાતા. ૮
જબ નબીજીને અપને, એતો સુનીરે બાતી;
તબ ફોજાં લે બાટીયાં, સબ લશકર જાતી. ૯
તબ સુફેદ નીશાના, અમીર હમઝાકુ દીયા:
અને કેતા લશકર, અનુ તાબે લે કીયા. ૧૦
અબદુલ અસદકા બેટા, અબુ સલમા નામા:
કીયે ખલીફે અનુકુ, લે મદીને કામા. ૧૧
અને એકસો પચાસસુ. નબી આપરે સધારે;
જે હબીબ નામસુ, કહીએ ગબકે પ્યારે. ૧૨
યુ કાફલેકે ઉપર. એ ગઝવાત કીતી.
અને ચતાનો સબોને. મન એતની દીતી. ૧૩
રે તુહી
ચલચલ કરે લડાઇયા. હુકમ દીયા રહમાન રે.
હુકમ દીયા રહમાન.
લાખ પગ કહીં અ બીયા હુએ કિનકી એસી શાન રે.
કિનકી એસી શાન.

## ૩૩૭-૮

નબી હો અસવાર. જુલ અશીર રે ગહે.
એકસો ને પચાસ, સીપાહી રે કહે. ૧
નબી જાકર રહે, જુલ અશીર રે ઠામા.
સો કુરેશીયોંકે કાફલે, કેરે રે કામા. ૨
વાં દન કેનેક રેહકર, નેહકીક કીતી,
તબ ખબર ખબરદાર ને, એતની દીતી. ૩
કે કાફલા રે ઓનુકા, ચલ ગયારે પેલા;
સો ઠગકર રે ભાગે, બોત વાએકર વેલા. ૪

એક જગ્યા કે જે મદીનાથી અગાર ગાઉ દૂર છે

સહી એતી નબી બાત સુન, આપ સધારે મદીના,
અને બની મુદિલકુ, વાં મગ્દાર કીના. ૫
બની મુદિલ જા રહે, તબ ખલીફે હો કર;
જેસા હુકમ નબીકા, વેસા કામ મન ધર. ૬
જુલ અશીર કે આસપાસ, સહી સલા અનુ કીતી;
યુ કીકર હુકમ કી, પુરી મન રે દીતી. ૭
યુ કેતેક દન રેહ, સો લશકર ચલીયા;
સો મદીનેમાં આવકર, સહી નબીજીસુ મલીયા. ૮
બી કુરેઝ બિન જાબિર, ફેહરી રે નામા·
વે કાફર હો કેર, રેતા મકકે કે ઠામા. ૯
ઓને નબીકે ઉટોંકી, આવ કીતીરે ચોરી;
વે ચુરાને લે ચલીયા, બોત કરને ઝોરી. ૧૦
એ ખબર સીતાબી, નબીજીકુ રે પોંચાહી;
સો લુટ ઉટો કેરી, આવ કીતી રે અગાહી. ૧૧
સો બીસ દન બાજ, એ કુરેઝયા આયા;
જુલ અશીર કી ગઝવાતસુ, છેટા એતા રે કેલાયા. ૧૨
તબ નબીજીને કીયા, ફિર જગ સામાના.
એ ખાસે બ દો બયાન સુન, મન એતના જાના. ૧૩
રે તુહી
કુરેઝ શેતાની કાફરા, ઉટ નબી લે જાય રે.
ઉટ નબી લે જાય:
દેખો નબી મુણતે, વારે તુરતજ ધાય રે,
વારે તુરતજ ધાય. ૧૪

## ૩૩૮-૯

દેખો કુરેઝકી ચોરીપર, નબી આપથે સધારે:
અને અસહાબ સાથ, દેખો લીએરે સારે. ૧

દેખો તબબી નીશાના, લે નેજા બનાયા;
અલી રજીઅલ્લા અનહોકુ, દીયાથા સુનાયા. ૨
અને ઝેદ બિન હારીસકુ, લે સોંપારે મદીના;
અને ઓનુકેબી સાથ, લે લશકર દીના. ૩
અને આપ નબી યારૂસુ, હુએ શેરકે બારા;
સો કુરેઝકુ ઢુંઢન કાજ, એ સોચથા મવારા. ૪
એક કુએ કેરી ઠામથી, વાં લશકર પોંચાયા;
સહી ભાગ ગયા કુરેઝ, વાં જાતારે સુણાયા. ૫
સુન તબ નબી ફેર કર, આયે રે મદીના:
તો બદર ઉલા, નામ એસકા દીના. ૬
તો બદરનો ઉલા, એ ગઝવાત કહીએ;
સહી ગઝવાત તીજી, એસ નામસુ લહીએ. ૭
સુનો દીન કેરે ભાઇઓ, એસી દીન કેરે બાતી;
દેખો દીન કેરે કામમાં, નાંહી મુરૂઅત આતી. ૮
દેખો દીન કેરે કામમા, કમર નબીએ બધાઇ,
અને આપ બાર નીકલકર, લીતી કાફરૂસુ લડાઈ. ૯
તો ઉમ્મતી હોકર, કેસી બદેમાં બડાઇ;
વાસ્તે દેખ ખુદાકે, કર કાફરૂસુ જગાઇ. ૧૦
તો જેતના હોસકે, એતા દાવારે કરના;
સો વાસ્તા દીનકા, સહી મન ધરના. ૧૧
જો ઉમ્મતી હોનેકા, હે તુજે રે ચાવા,
તો પેરવી સુન્નતકી, સર લે કમાવા. ૧૨
જો આપ તન મતલબ, કરે રે કામા;
તો કામરે નાં આવે, યુ લેના નામા. ૧૩

રે તુહી
ધર ધર મારને કાફરાં, નબી ભએ અસવાર રે
નબી ભએ અસવાર;

 હિમ્મતી હો કર પેરવી, જો તુજ દીનકા ચાવ રે,
જો તુજ દીનકા ચાવ. ૧૪

## ૩૩૯-૧૦

બદર કુબરા* ચોથી, ગઝવાત કેલાઇ;
સહી ઓસરે ગઝવાતમાં, પેલી હુઇ રે લડાઇ. ૧
દેખો બદરનો કુએકા, નામ રે કેલાયા;
વાં હુઆરે જગા, યુ લખેસુ સુણાયા. ૨
દેખો મસઉદ નામથા, ઓને કુઆથા કીતા;
અને બદર તો ઓસકા, થા નામ લે દીતા. ૩
સો મકકેને મદીને બીચ, કહીએ ઓમ કેરી ઠામા;
વાં લડાઇ હુઇ, દેખો બદર કે નામા. ૪
સો હીજરતકા બરસ થા, અને આઠ રે માસા;
થી તારીખ સત્તરમી, માસ રમઝાન ખાસા. ૫
સો માલ લે મોશરેક, થે શામકુ જાતે;
સો બડે બડે કુરેશી, ઓસમાં કેલાતે. ૬
એ કાફલેકી ખબર, અપને નબીને જાની;
સો હકીકત સગલી, કાફલે કેરી પછાની. ૭
તબ મહાજરૂંકુ સાથલે, કીતી નબીએ અસવારી;
અને ઠામ જુલ અશીર, આપ પોંચેરે સવારી. ૮
વાં આવ દેખા ચલકર, વે સોયા કારવાના;
ફેર મદીને આએ, નબી એતના જાના. ૯
તલહા બિન અબ્દુલ્લા, રજીઅલ્લાઅન્હો કહીએ;
અને ઝેદ બિન ઉમર, રજીઅલ્લા અનહો લહીએ. ૧૦
તબ અનુકુ તો ભેજે, એ ખબર કે કામા;
કે જાસુસી કરે, હર જાગોરે ઠામા. ૧૧

* મોટી

તબ ફેરને કાફલા, વે શામસુ ફરીયા;
સો ખોફ કે લીતે, થા ભાગકર ચલીયા. ૧૨

જબ અબદુલ્લા ને સાદને, કારવાન નજરૂ કીના;
તબ રાત દન ચલકર, આવ પૉચે રે મદીના. ૧૩

જબ નબીથે સધારે, આવ બદર કે ઠામા;
તબ લશકરે લીયા, રબ કેરા નામા. ૧૪

રે તુહી

બદર જે કુબરા નામ હે, કુએ કેરા ઠામ રે,
કુએ કેરા ઠામ;
વાં તો જ ગ હુઆ સહી, બીચ કાફરૂ ઇસ્લામ રે,
બીચ કાફરૂ ઇસ્લામ. ૧૫

## ૩૪૦-૧૧

અપને નબીજીકે લશકરકા, તમે સુનોરે શુમારા;
સો તીનસો ને તેર, થા લશકર સારા. ૧

સો મહાજર અનસારીયોંકા, કહીએ રે નામા;
એતા લશકર એકઠા, હુવા બદરકે ઠામા. ૨

લશકર ઇસલામ માંહે, તીન થે રે નીશાના;
એક મહાજરોંકુ, દુજા અનસારીયોંકુ જાના. ૩

મુસઅબ ઉમેરકો, એક નીશાન થા દીતા;
જે મહાજરોં કેરા, નીશાન થા કીતા. ૪

અને નીકલનેકા નીશાન, જે થારે કેલાયા;
સુન ખબાબ બિન મુનજીરકુ, વે નેજાથા સોંપાયા. ૫

અને નીશાન જે કહીએ, દેખો અનસારીયોં કેરા;
સો સાદ બિન મોઆઝકુ, વે સોંપા રે સવેરા. ૬

અને પાંચ હજાર નુરી, થે મદદકુ આએ;
સહી હસાબમાં ફરશ્તે, હે એતે રે સુનાએ. ૭

અને ઉસ્માન બિન અફાન, રજીઅલ્લા અન્હો કહીએ;
બીબી રૂકીયા કે આઝાર* કાજ, ડેરે રહેથે લહીએ. ૮

બીબી રૂકીયા ખાતુન, બેટી નબીજી હો કેરી;
ઉસમાનસુ બીયાએથે-, સુણુયો રે સવેરી. ૯

દેખો સીત્તરથે ઉટ અને, ઘોડે થે દો તીના;
સહી અસવારી કેરા, એતા હસાબરે કીના. ૧૦

એતે મરકબ* નબીજીકે, થે લશકરકે માંહા;
ઓસસુ અદકા મરકબ, કુછ સુણા રે નાંહા. ૧૧

અને છ થે બકતર, જીરેહ રે નામા;
અને આઠથી તરવારાં, મારનેકે કામા. ૧૨

દો આદમી કે તીનબીચ, એક ઉટ ભાગ આયા;
સહી અસવારી કેરા, એસા હીસાબ સુણાયા. ૧૩

સુનો દીન કેરે ભાઇઓ, એસી દીન કેરી બાતી;
એ સુન સુન કહો, તમે દન ઓર રાતી. ૧૪

રે તુહી
લશકર ફોજ બનાએકર, પોંચે બદર ઠામ રે,
પોંચે બદર ઠામ;
સો કાફર માર દીન રોશન, કરને સહી કામ રે,
કરને સહી કામ. ૧૫

## ૩૪૧-૧૨

દેખો નબીજી ઉતરે, રાહા બદરમાં જાતે;
અને પ્યાદે ચલીએ, આપ મનકે રે ભાતે. ૧

તબ અલી રજીઅલ્લા અનહો, ને એતના કહયા;
કે સવાર હોઓ નબીજી, વે સુનકર લહયા. ૨

નબી તમારી નોબતમાં†, પ્યાદે ચલના હમના;
અને અસવાર હોઓ, નબી રાહમાં તમંના. ૩

*બીમારી -ઉસમાન રદી૦ થી વિવાહ થયા હતા * સવારી † વારામા

તબ ઓનુકુ જુવાબા, રાહાકા નબીજીને દીતા;
જુ ચલતે થે ત્યું ચલીએ, નબી સુણા યું લીતા. ૪
તબ કારવાનકુ જા, કેને ખબર પોંચાહી;
સો નબીજીકે લશકરકી, ઓને કીતીરે અગાહી. ૫
કે કાફલે તમારે કે, સહી લુટને કાજા,
મહી મદીને સુ લશકર, હે નીકલા આજા. ૬
તબ કાફલે વાલોંને, એસી મસલત કીતી;
ખબર મકકેકુ પોંચાવે, યુ ચંતા ચત દીતી. ૭
તબ ઝમઝમ ગિફારી. થા એકકા નામા;
સો કાફલેને ભેજા, ઓસે મકકે કે કામા. ૮
કે સિતાબીરે જાકર, એ ખબર રે પોંચાવે;
કે કુરેશી કાફલેકે, સામી રે આવે. ૯
યુ ઝમઝમકુ ભેજકર, સબ ચલકર ભાગે;
અને સોના ને રૂપા, વે છુપાને લાગે. ૧૦
બેલા ઝમઝમ પોંચા, મકકે બુમીઆ હોકર;
અને ધુલ બાઈ, આપ સરમાં ભર ભર. ૧૧
એસી બુમ રે પાડી, સુને મકકેમાં સારે;
કે કારવાન લુટનેકુ, નબો ભએ અસવારે. ૧૨
તબ હલકાર પડઆ, દેખો શહેરકે રે માંહા;
મબ વાબરે હુએ, થર રહયા કો નાંહા. ૧૩
કભી જો રે તમ ચાહો, કે કારવાન પાહો;
તો કાફલેકી મદદ, તમે સિતાબી કરાહો. ૧૪
દેખો એસા હે સુરીજન, હાર ગે પછાનો;
અને હોકર બંદે, મન એતના આનો. ૧૫

રે તુહી

ઝમ ઝમ બુમ જા પાડકર, ખબર પોંચાઇ જાન રે,
ખબર પોંચાઇ જાન;
કુરેશી હુએ ધાબ રે, ખબર સુનતે માન રે,
ખબર સુનતે માન ૧૧

## ૩૪૨-૧૩

તબ કુરેશી નીકલે, મદદ કાફલે કે કામા;
અને એકઠે હુએ, જે બડે બડે નામા. ૧
યુ બુમ સુન ચલીએ, વે કુરેશી ગુમાની;
ઓનુ આપકી બડાઇ, બોત મનમાંહી જાની. ૨
દેખો લશકર ઓનુકા, થા નવસો પચાસા;
થે જગ કેરે કરનાર, કીતી લડાઇકી આસા. ૩
અને ચારસો થે ઘોડે, અને સાતસો શુતરા*;
હિસાબ મરકબ કા, એસા મન રે ધરા. ૪
ઓનુ કેતોને બકતર, પણ સજે થે કીને;
યુ નીકલે ગુમાનસુ, બોત ખુસાલીકે લીતે; ૫
અને હર ઠામ ઉતરતે, જા હોતા રે પાણી,
વાં ખુસાલી કરતે, એસે થે રે ગોમાની. ૬
સો દક× રે બજાતે, અને રાગ થે કરાતે;
બે અદબી સુ જુબાં, નબી સામીથે ચલાતે. ૭
અને નવ થે આદમી, માંહે તઆમ કે દેનાર‡;
એસી રે ખુસાલીસુ, કાફર ભએ અસવાર. ૮
યુ ચલકર મલીએ, વે ઓસ કારવાના;
સો કાફલેકુ મલકર, લે ચલે યું જાના. ૯
યુ વાર ઝલે હોકર, કાફલા આઘેરે કરાયા;
સો જાં તાંહી ડરતે થે, વાંસુ આધા લે પોંચાયા. ૧૦

* ઉંટો + એક જાતનુ વાજુ ‡ ખાવાનું આપનાર.

તબ કાફલેને ખબર. લે કુરેશીયું પોંચાઇ;
સો કસા બિન અમરા, કે સાથ રે ભેજાઇ. ૧૧
કે તમે બાર થે નીકલે, કાજ કારવાન હમારે;
અને હમતો પોંચે, સલામતી સૂ સારે. ૧૨
અબ ફરના હે તમુકુ, મત આઘે રે જાહો;
અને મોહમદ કે લશકર સુ, મત ભેટા રે કરાહો ૧૩
આવ કુરેશીયોંકુ કીસીને, એતી કહી રે બાતી;
તબ સબુને સુની, જેતી કુરેશી થી જાતી. ૧૪
તબ અબુ જહેલ કહયા, નાંહે ફરના હમારા;
તા કે બદરકા પાની, પીએ લશકર રે સારા. ૧૫
દેખો કાફર ગુમાનીને, બાત કેસી રે કીતી;
એ ખાસે બદે સુનકર, ચતા એતી મન દીતી. ૧૬

રે તુહી

આવ કુરેશી કાકલે પોંચતે, કીતી ફરને બાત રે,
કીતી ફરને બાતઃ
અબુ જહેલ નારાજ હુઆ, એસી ગુમાની જાત રે,
એસી ગુમાની જાત. ૧૭

## ૩૪૩-૧૪

તબ અબુ જહેલ બોલા, હમુ ફરના કેસા;
હમ નીકલે હે કામકુ, કામ કરે રે વેસા. ૧
તમે હરગેજ ફરનેકી, કો કરો ના બાતી;
સબ બદર પર જાવેગે, હમ કુરેશી જાતી. ૨
જા દીન રાત દન, હમ વાં રે ગમાવે;
અને ગવાત્રે ઓરતાં, હમ પાતરા નચાવે. ૩
અને શરાબનો પી પી, હમ હોવે મતવાલે;
અને એક એકકુ દેવે, ભર ભર રે પ્યાલે. ૪

યુ કામ જાને કરે, હમ બદરકે ઠામા;
કે બાર દુજે કાફલેકા, લેવે ના કો નામા. ૫
દેખો અબુ જહેલ એતના, કેહ કર ચલીઆ;
અને લશકર કુરેશીયોંકા, સબ એકઠા મલીઆ. ૬
તબ નબીને ફરમાયા, સહી બશારત દીતી;
સો અસહાબે સબુને, વે સુનકર લીતી. ૭
દો ટોલેસુ ફતેહકા, રબે વાઅદા હે દીના;
એક કુરેશી ને દુજા, નામ કાફલાકા લીના. ૮
દેખો સત્તરમી રમઝાન, કેરી રે રાતી;
દેખો ઓસ દન હુઇ, એસી સુની હે બાતી. ૯
કે અલી ઇબ્ને અબુ તાલીબ, જનુકુ કહીએ;
અને ઝુબેર બીન અવામ, નામ બી લહીએ. ૧૦
અને સાદ બિન વકાસ, ભેજે એક ઠામા;
રજીઅલ્લા અનહુમ*, કહીએ અનુકે નામા. ૧૧
બી ઓર અસહાબી, ઓનુ સાથ દેલાએ;
સો કુરેશીઓંકી જાસુસી, કાજ બદરમાં આએ. ૧૨
સો જાસુસી ઓનુકી, જા સબ રે લેની;
અને જાસુસી કુરેશીઓંકી, સહી પુરી મન દેની. ૧૩
કે જાને દેખો કાફલા, હે કુએ કે કનારે;
બી કુરેશીઓંકે ટોલે કાજ, એ જાસુસ સધારે. ૧૪
જા અસહાબી પોચે, બેગે કુએ કી ઠામા;
વાં કાફલા દેખાયા, અબુ સુફયાન નામા. ૧૫
તબ કુરેશી તો ભાગે, અનુ દેખ રે સારે;
જબ અસહાબી પોંચે, જા કુએકે કનારે. ૧૬
એ સુન સુન બાતી, યાદ રાખો રે મના;
અને કહો એતા પાક કર, બીતર તના. ૧૭

* ખુદા તે સઘળાઓથી રાજી રહે

રે તુહી
બંદે હોકર જાનીએ, ખાલક મન સહી આસ રે,
ખાલક મન સહી આસ;
તો બંદેકો ગુમાન કયા, હોકર રહીએ દાસ રે,
હોકર રહીએ દાસ. ૧૮

## ૩૪૪-૧૫

તબ સબ ભાગે કાફર, દો રહે રે ગુલામા;
સો અસલમ ને અરીઝ, દોનો કા નામા. ૧
એ દો હુએ ઠાડે, સો કાજ રે જગા;
સો ગુલામોંકુ નામોસીકા, આયા રે નગા″. ૨
તબ ગુલામોંકુ બંદ કર, નબી પાસે રે લાએ;
તબ નબીજી નમાઝ, કરતે રે દેખાએ. ૩
બાજ નમાઝસુ ફારગ હો, પુછી ગુલામોંકુ બાતી;
કે કુરેશીઓંકા લશકર, હે કેતી રે જાતી. ૪
તબ ગુલામોને લશકરકી, ખબર બતાહી;
બાર ઉંટ દસકા ખાતે હે, ફીતી રે યુ અગાહી. ૫
અને નવ હે ખિલાનાર, ઓસ લશકર કેરે;
અબદુલ મુતલીબ‡કે બેટે, અબ્બાસ¶ ખિલાવે સવેરે. ૬
ભી બડે બડે કુરેશીકા, નામ રે લીતા;
જે થે લશકરમાં, બતા ઓનકુ દીતા. ૭
તબ આંખોસુ ઈશારત, અસહાબો સામી ફીતી;
તબ ઈશારત નબીકી, સબુ ફિકરસુ લીતી. ૮
તબ સબોને બયાન, વે સુનકર લીયા;
અને રબપર તકવા×, પુરા દિલ માંહે દીયા. ૯

″ નરમ ‡ હ૦ મોહમદ સ૦ ના દાદા ¶ હ૦ મોહમદ સ૦ ના કાકા × ડરવુ

તબ સાદ બિન મોઆઝ, રજીઅલ્લા અન્હો કહીએ;
ઓનુ અરજ પોંચાહી, સહી નબીકુ લહીએ ૧૦
કે મે મરકબ મેરા, હથીઆર બનાયા;
હે અસવારી તમના, સોચ મેરે દલ આયા. ૧૧
અને લડાઇ કરૂગા, મે કાફરોં સેતી;
જેતી ઉમગ રે મેરે, હે મન માંહી તેતી. ૧૨
જો હોની હેરે ફતેહ, તો ફિકર રે નાંહા;
નાહી તો તમે અસવાર હો, જાઇઓ મદીને માંહા. ૧૩
કે મદીનેકે ભાઇ, સબ આરામ પાવે;
કે નબીજી તમારે, કદમ વાં જો જાવે. ૧૪
દેખો સાદને ફિકરકી, એસી કીતી રે બાતી;
એ સુન સુન બયાન, કહો દન ઓર રાતી. ૧૫
રે તુહી
દેખો લશકર મક્ષતે, ફિકર હુઇ બોત જગ રે,
ફિકર હુઇ બોત જગ;
રાખનહાર સુબહાન હે, દીન કબીના હોવે ભગ રે.
દીન કબીના હોવે ભંગ. ૧૬

## ૩૪૫–૧૬

સહી સાદ બિન મોઆઝને, એતા નબીજીકો કૅ કર;
કે જગાહી કરે, બાર મેદાન નિકલ કર. ૧
તબ નબીજીને નિકલને. અનુ દિયા રે નાંહા;
હુકમ કીયારે ઓગેં કુ, જાહો મેદાન કે માંહા. ૨
એતે માંહેનો લશકર, દેખા કાફરોં કેરા;
દોનુ સામ સામી લશકર, હુઆ સુણીઓ સવેરા. ૩
જબ નબીજી નજરૂ, સબ કુરેશી દેખાએ;
તબ નબીજીએ એતની, ચંના દુઆકી લાએ ૪

યા ઇલાહી જો બૂતકે, હે રે પુજનારેઃ
સજા પોંચાને અનુકુ, તુ રબ રે હમારે ૫

રબ દોનુ લે તે, એકઠે મેલાએ;
સો કાજરે કતાલ કે, દોનુ આમ સામી આએ. ૬

અબ ફતેહ તો હમકુ, તુ દે રે ઇલાહી;
સો તેરે કરમસુ, રાખ પનાહમાં માહી. ૭

રબ વાએદા તે કીયા થા, દોનુ ટોલુ ફતેહ કેરા;
સો વાએદા પુરા, રબ કર તુ સવેરા. ૮

બી દુઆ રે પઢી. સહી અપને નબીને;
સો સુન યાદ રાખીઓ, સહી મનકે મને. ૯

સો દુઆ નબીજીકી, રબે કબુલ કીતી,
ઇસ્તેકામત[1] લશકરકુ, સહી રબને દીતી. ૧૦

કે નબીજીકે લશકરમાં, કો ભાગા રે નાંહા;
લશકર સાથ થા, ઓસ રણ કે માંહા ૧૧

અબદુલ અસદકા બેટા, જે અસવદ નામા;
અનુ કાફરને સોંગદ, ખાઇ ઓસહી ઠામા. ૧૨

કે કુએ મુસલમાનોકે, જા પીઉ રે પાની,
વે પાણી પીઉ મુખસુ, એસી બાત મન જાની. ૧૩

દેખો કાફર ગુમાની, કેસા ગુમાન થા કીતા;
સો તકબ્બુરી બોલ, પુરા મનમાં થા દીતા. ૧૪

દેખો પીયાજી હો કેગ, જીમ રંગ હે નેહા;
વે ડર ડર કેહવે, નીચી કરને દેહા. ૧૫

રે તુહી

અસવદ બેટા અસદકા, અનુ કાફર કીયા ગુમાન રે,
અનુ કાફર કીયા ગુમાન;
સામની પાણી જા પીઉ, એસા રાખા ધ્યાન રે,
એસા રાખા ધ્યાન. ૧૬

---

[1] ગજબુતી

## ૩૪૬–૧૭

દેખો અમવદ કાફર, વાંસુ નીકલ ચલીયા;
ઓસ કુએકે તો સામી, સુહ થા કરીયા. ૧
એન ગુમાનસુ કાફર, જબ આયા રે મેદાના;
અમીર હમઝાને ઓસકુ, તબ દેખ ને પેછાના. ૨
તબ અમીરને મારા, ઉસે ધસને જાકર;
અને પગ જુદા કીના, ખેચ શમશેર બા કર. ૩
તબ પગ બના કાફર, દેખો લોટતા ચલીયા;
સો સુ* પુરી કરને, કાજ સોચ મન ભરીયાં. ૪
તાબી હઠીલા કાફર, દેખો સુ કુ હે ચાતા;
સો પાણી ને પીનેકા, સોચ મન હે લાતા. ૫
દેખો અમીર હમઝા, સૈયદ¶ શહીદો× કેરે;
સો ફેર બાર દુજી, પોંચે ઓસ જા સવેરે. ૬
ભી મારકર શમશેર, સર જુદા રે કીતા,
યુ એક તો કાફરકુ, લે દોઝખમાં રે દીતા. ૭
તબ ઉતબાને શૈબા, કાફરોં કા નામા;
અને વલીદ બલીદ–, રેહતા અનુકે ઠામા. ૮
એ તીનો રે કાફર, તબ મેદાનમાં આયે;
અને સજે બાંધકર, ખુબ તન થે બનાયે. ૯
તબ તીન તન નીકલે, અનુ સામી અનસારી;
તબ અનસારી પેછાને, તુરત કાફરોં સવારી. ૧૦
તબ કાફરોં કહયા, નાહી તમુ હમુ કામા;
હમ ચાતે હે નબીજીકા, ઓનુ લીયા રે નામા. ૧૧
તબ હમઝાને અલી, અને ઉબેદા રે કહીયે;
હુકમ નબીજીને અનુકુ, સહી દીયા રે લહીયે. ૧૨

* સોગદ ¶ સરદાર × દીન માટે જીવ આપનાર – બુદ્ધિ વગરનો

તબ એક એક ઉપર; એ તીનો રે સધારે;
સહી તકવા હો સેતી, મન થે રે કરારે. ૧૩
સબ ધસ મસ જુઆન, કેસે ઉડકર ચલીયે;
સો બીજલીકી રીતે, જા અનુ પર પડીયે. ૧૪
દેખો કેસા હય, સુરીજન હાર અપના;
તો પ્યાર સુ કહીએ, રાત ઓર દના. ૧૫
રે તુહી
ખાલક અપના જાનકર, મત જા અવર બાર રે,
મત જા અવર બાર;
જો તુ ચાવે રબકુ, તો એસકા તુજપર પ્યાર રે,
તો એસકા તુજપર પ્યાર ૧૬

## ૩૪૭-૧૮

સહી સૈબીકે સામી, હમઝા રે આયે;
અને વલીદ બલીદ સામી, અલી થે કૅલાયે. ૧
અને ઉબેદાને ઉતબાકા, મુકાબલા રે લીતા,
યુ તીન તીનુ સામી, આવ જગ રે કીતા. ૨
તબ ધસ ધસ જુઆના, આએ આમના સામી;
અને દીન કાજ ઝુઝે, એ અસહાબ નામી. ૩
તો વલીદ બલીદકુ, પૅલા અલીને મારા;
માર કર ને ટુકડે, ઓસે દોઝખ સવારા. ૪
અને હમઝાને મારા, સૈબી રે નામા;
હૂએ ઝખમી ઉબેદા, ઉતબાસુ ઓસ ઠામા. ૫
તબ હમઝા ને અલીને, મદદ ઉબેદાકુ કરાઈ,
જાને ઉતબાકુ મારા, યુ કીતી રે જગાઈ. ૬
સો તબ દેખો ધર ધર, આવ પડે રે લડાઇ;
અબ કેસે જુઆના, ઝુઝે ધન અનુકી માઇ. ૭

અબ દેખો રણ રાવત*, મુ કસે હુએ રે ચલે;
તબ પડી રે માર, જબ કીએ રે ભેલે. ૮
દેખો રાવત પર રાવત, ચલકર જાવે;
સો જુ ચલ દીપક, પતગ ઝપાવે. ૯
જુ એ રણ ઉપર, કેસે ચમકે ચુરે;
ત્યુ ઝલમોકે ઉપર, ઘાવ પડીએ પુરે. ૧૦
અને રણ તબ ગાજા, અને ભયા હોહોકારા;
દેખો ઇસલામ દીનકુ, દીયા રબને કરારા. ૧૧
દેખો કોઇ તીર મારે, ખેચ નીશાન કલકે;
અને કોઇ પીઠ ધાવે હે, કરતે પલટ કે. ૧૨
અને દેખો કોઇ જમધર×, કરે નેજેકી કલસુ;
અને કોઇ લેવે ઉચ્ચા, સહી હાથીંકે બલસુ. ૧૩
દેખો કોઈ કીસીકુ, પગ પકડ પછાડે;
અને કોઇ લે પત્થર, ડાંગ બુધીંસુ મારે. ૧૪
યુ ધસ ધસ જુઆના, ચલે દોડે જુ સગા;
તબ રણ સબ રાતા, હુઆ લોહીકે રગા. ૧૫
દેખો વાએદા જુ કીયા થા, અપને રે મીના.
વે સહી રે વાએદા, રબે કરમસુ કીતા. ૧૬
રે તુહી
ચલ ચલ એકપર જાએકર, કરે ચાવસુ ચાવ રે,
કરે ચાવસુ ચાવ.
દીન કાજ એસે ઝુઝીએ, કહી કહી રીતો દાવ રે,
કહી કહી રીતો દાવ. ૧૭

## ૩૪૮-૧૯

જબ એસા જગ હોવડા, નજર નબીએ ફરાઇ;
સો દોનો લશકરકી, આપ દેખી રે લડાઇ. ૧

* ગોધ્ધો × કટાર

તબ કાફ઼રોંકા લશકર, બોત નજરૂ આયા;
અને લશકર અપના, તબ થોડા રે દેખાયા. ૨

તબ નબીજીને દોઆ, દેખો તુરતજ માગી;
જબ લડાઇકી ચતા, સહી નબી દલ લાગી. ૩

સીદીક અકબરને કહયા, યા રસુલ અલ્લા કે;
સહી સાચે વાએદે, હે તમારે સદાકે. ૪

નબી તમારી દુઆ સુ, કરમ કરે રે ગ્હેમાના;
કે ફતેહ પાવે મુમન, બડી હોવે રે શાના. ૫

તબ તરફ રબકે, આજેજી નબીજીને કીતી;
અને આંખા હુઇ નીદસી, એસી નબીઅત લીતી. ૬

તબ તલ બાજ કહયા. ફતેહ મુબાગ્ક તમંના;
જું ચાતેથે સીદીક, તમારે મના. ૭

કે આસમાની નુરી, હે મદદકુ આયે;
સો લશકર કે મદદ કાજ, હે રબને ભેજાયે. ૮

સો મુસલમાનો કેરી, મદદ કે લીને.
હે આએ ફિરીશતે, મે દેખ કગ લીને. ૯

સીદીક અકબરકુ નબીને, એતી કહી બાતી;
તબ કરાર હોવડા, સહી સીદીક કી જાતી. ૧૦

કહયા હજાર નુરીમુ, હેં જીબરાઇલ આયે:
સો જરેહપોશ* નુરી, હે સારે દેખાયે. ૧૧

ભી મીકાઇલ હજાર, નુરી સુ આયે:
અપને નબીજીકી મદદ કાજ, સહી રે મુણાયે. ૧૨

અને અવરભી નુરી, કહી આયે થે હઝારા;
મળે પાંચ હજાર અનુકા, સુણારે સુમારા. ૧૩

* બખતર પહેરેલા

દેખો ખાતમ નબી, કેસા રબ હે ચાતા;
સો નુરીઓં કો ભેજકર, હે મદદ કરાતા. ૧૪
તો એસે રે નબીકે, ચલે ઉમ્મતી હોકર;
અને કહો એતના, મન ખાલક એક ધર. ૧૫

રે તુહી

જીસકુ રેહમત નેહસુ, ચાવે સુરીજન હાર રે,
ચાવે સુરીજન હાર;
ઓસકુ આપ રબ બસ હય, પનાહ કેરે આધાર રે,
પનાહ કેરે આધાર. ૧૬

## ૩૪૯–૨૦

તબ દેખોને નબીજી, આપ અરૂજ કીતા×,
અને નીકલે રણમાં, સહી મેદાન લીતા. ૧
અને નબીજીને પઢી, દેખો આયત રે રબ્બાની;
તબ ફતેહ કેરી, સહી હુઈ રે નીશાની. ૨
તબ મુઠ્ઠી ભર ડાલી, રેત સામની અનુકે;
જે લડાઇકુ આયે થે, નામ કુરેશી જનુકે. ૩
પડા અવાજ રે તબ, સહી અનુકે કાના;
વે સુણને રે અવાજ, ડર બોત અનુ જાના. ૪
સુમ ફિરીશતોંકે ઘોડેકા, બોત અવાજ સુણાયા;
સહી ડર કાફરોં, દલ બોત ગે આયા. ૫
અને કેતે અસહાબોને, વે દેખે ગે નુરી;
કે માર માર કાફરૂ, કરતે થે દુરી. ૬
અબુ હુરેરા હે કેહતે, મેં કાફર દો મારકર;
અને તીજે પર ચલીયા, ભી મારના મન ધર. ૭

× મેદાનમા આવ્યા

તબ ખુબસુરત જુઆન, એક નજરૂ આયા;
ઓને કાફરકુ મારકર, સર જુદા રે કરાયા. ૮
એક શખ્સ ને કહયા, થા જે કાફરોં માંહા;
ઓને હજુ લગ ઇસલામ, કબુલ કીયાથા નાંહા. ૯
કે બાદલે હો જેસા, કુછ નજરૂ આય;
ઓસ માંહેથી અવાજ, એ સારે સુણાયા. ૧૦
તમે આગે ચલો ખૈરૂમ, હોઓ આગેવાના;
સહી એસા અવાજ, અનુ સુનકર જાના. ૧૧
દેખો નામુસકે ઘોડેકા, હે ખૈરૂમ નામા;
યુ ફિરીશતે તેહકીક, થે રે ઓસ ઠામા. ૧૨
સબ મુસલમાનો એક દલ, હો હમલ કીતા;
સહી દીન કે હો કાજ, ગુસ્સા પુરા મન દીતા. ૧૩
જબ સુલતાન અબીયા, ઠાડે હુએ રે મેદાના;
અને મદદ નુરી, ઓને ભેજે રે રેહમાના. ૧૪
તબ સગલે જુઆનો મું, ચડ ગઇ સીરી;
અને ખાતર સબોંકી, હુઇ રે ધીરી. ૧૫
એ યાદ રાખો સુનકર, સહી રે બાતી;
અને એક કર કહો, એતા દન ઓર રાતી. ૧૬

રે તુહી

ગાફલ સુન સુન જાગકર, યાદ રાખ દીનકી બાત રે,
યાદ રાખ દીનકી બાત;
દીન કાજ મુરૂવત ના કરે, મુમન કેરી જાત રે,
મુમન કેરી જાત. ૧૭

## ૩૫૦-૨૧

જબ કીતા હમલા, એક દમ હો સારે;
તબ કાફરોને ઉઠ, અને તાકે રે કનારે. ૧

સહી એતા રે કરને, દેખો કાફર ભગાયે;
અને મુમન ઓનુપર, ગાલેબ આયે. ૨
દેખો તબનો કાફર, કેસે રે ભગાને;
અને સર તો કાટકર, આગલ રે આને. ૩
અને હથીયાર કપડે, બોત લુટ રે લુટાણે;
અને કાફરોં કેતોંકુ, સહી બધ રે બધાણે. ૪
બાંધ બદીવાન કર ને, સહી કાફર ખેચાયે;
સો નબીજીકે આગળ, ખેચ ઓનુકુ લાયે. ૫
અને કાફર ઝખમી, ના હિસાબમાં આએ;
દેખો બદરકી ફતેહ, એસી મુમન પાએ. ૬
અબદુલ મુતલીબકે બેટે, જો અબ્બાસ નામા;
સોએબ બિન કાઅબને, કેદ કીયા ઓસ ઠામા. ૭
એસી નબીજીકુ ફતેહ, સહી રબને દીતી;
તબ મુમનોને ખુશાલી, બોત દલ માંહે લીતી. ૮
કોઇ અબુ જહેલકી, જા ખબર રે લાવે;
યુ કહયા નબીને, એ સબકુ સુણાવે. ૯
ઇબને મસઉદ હુકમ એ, સહી સર ધર લીતા;
અને ઉઠ અબુ જહેલકા, તુરત ખોજ રે કીતા. ૧૦
થા કીસ કાન ભીતર, વે ઝખમી હો પડયા;
ઓનુ સર કાટ ઓસકા, લે જુદા રે કરયા. ૧૧
યુ કાટ લા સર, નબી આગળ ધરીયા;
એ સર અબુ જહેલકા યુ અરજ કરયા. ૧૨
તબ રકાત દો નમાઝ, ઉઠ નબીજીને કીતી;
શુકરાનેકી નમાઝ, વે થી રે સુણીતી. ૧૩
દેખો તીન દીન તાંહી, નબી રહે ઓસ ઠામા,
બાજ ફતેહ હો કેરે, કીયે એ કામા. ૧૪

કે જેતે મુએ કાફર, બદર કુએમાં ડલાયે;
નબી બાજ હો અસવાર, આપ કુએ પર આયે. ૧૫
સો કુએપર આવ કર, મેણે અનુકુ દીયે;
બોલ નબીકે મુંઓને, સહી સુનકર લીયે. ૧૬
તુ સુતા કયા ગાફલ, ઉઠ જાગ એ સુનના;
એ સુન સુન બયાન, મન એતા એ ધરના. ૧૭

રે તુહી

ઉઠ જાગ ગાફલ નીદ કયા, સુન કેસી હે દીન બાત રે,
સુન કેસી હે દીન બાતઃ
નજદીક સો આવ ઝુઝીયે, મારી એકે એક જાત રે.
મારી એકે એક જાત. ૧૮

## ૩૫૧-૨૨

સહી નબીજી કુએ પર, આવ કહી એતી બાતી;
જો કાફર થે ડાલે, ઓસ માંહે મુઇ જાતી. ૧
સો નામ લીયા એકેક કા, જુ ઓતબકા નામા;
નબીએ નામ લીયા ઓનુકા, યું ઓસહી ઠામા. ૨
ફીયા પાર તમુને, જે વાએદા થા કીતા,
અને હમુને ભી પાયા, જે કહયા થા મીતા. ૩
એ હક થા વાએદા, સહી રબ હો કેરા;
ઉન મુરદોંકુ બોલ, એ સુણાયા રે સવેરા. ૪
તમે આપમકે પેગંબરકુ, જુઠે થે કરતે;
અને ઓરોં કેરા કેહના, સાચા મન થે ધરતે. ૫
અને મુજે શેહરે વતનમુ, થા બાર રે કીતા;
અને ઓરોંકે પનાહ માંહે, રાખ કર રે લીતા. ૬
અને મુજસુતો આવકર, તમુ કીયા રે કતાલા;
અને ઓરોંકા યારીકા, તમુ દીયા રે હાલા. ૭

સહી એતની તો બાત, દેખો કહી રે નબીને;
જીસ કુએ માંહી મુએથે, કાફર કીને. ૮
અબ દેખો ફતેહ કર, નબી મદીને સધારે;
જે હબીબ નામસુ, કહીએ રબકે પ્યારે. ૯
હારીસ બિન અબદુલ્લા, રજીઅલ્લા અનહો જાનો;
અનુ આગેસુ ભેજે, કાજ બધાઇ કે માનો. ૧૦
કે અબુ જહેલ ઓતબ, અને સૈબા રે નામા;
બી ઓસમાં અવરબી, કહી મારે ઓસ ઠામા. ૧૧
એ સરદાર કાફરોંકે, નામ રે કેલાએ;
એ સુનને અનસારી, બોત ખુશી મન લાએ. ૧૨
દેખો મુસલમાન સામની, તબ આયે સારે;
સો ઝમીકુ બોસે, દો સામી રે સધારે. ૧૩
હુઆ ખુશાલીકા રંગા, જીતા બદરકા જંગા;
દીન દન રોશન, કબી હોવે ના ભંગા. ૧૪
અરે સુનરે ગાફલ, એ ગઝવાતકી બાતી;
એ બોલ હે સારે, જેસી જવેરકી જાતી. ૧૫
તો જવેરોંકુ ચુન ચુન, સબ એકઠે કરના;
કે બોલ બોલ સીખાવન, હે સહી મન ધરના. ૧૬
કે લડાઇકુ જાતે, બોત આજેજી થી કીતી;
અને ફતેહ હુએ બાજ, બાત મેણે મન દીતી. ૧૭
લડ મરનેકા અસહાબોંને, કીયા થા સામાના;
નબી મોજીઝે કેરા ખતરા મન રે ના આના. ૧૮
સહી જીવ સાટે હુકમસુ, આવ લડાઇ લીતી;
પીછે કરમસુ મદદ, રબે અનુકુ દીતી. ૧૯
પણ અનુ દલ ખતરા, થા મદદકા નાંહા;
આવ ઝુઝીએ હુકમસુ, સબ રણકે માંહા. ૨૦

યુ સબ હે બાતી, સુન સીખાવન કેરી;
વે જવેરકી રીતે, ચુન લે કેહ સવેરી. ૨૧

રે તુહી
બયાન હે જવેર સીખાવના, એ ગઝવાત કેરી બાત રે,
એ ગઝવાત કેરી બાત,
તુ ચુન ચુન લે ઓસ રીતસુ, જુ સમજે તેરી જાત રે,
જુ સમજે તેરી જાત. ૨૨

## ૩૫૨-૨૩

ગઝલ
ઉઠ સુન ગાફલ જાગકર, દીન તો હે કેસા કવી× રે;
સુન સુન મનકે ભાવ સુ, પીત તો કર નત નવી રે. ૧

સુન સુન તુ ગાફલ ગોરમાં*, જાવેગા એકલા આપ રે;
ના ભાઇ તેરે સાથ કો', આવે ના માઈ બાપ રે. ૨

જાહેર નીશાની અપને, દેખતા તો હે નેને સહી રે;
મુરદે તો એકલે ગોરમાં, દેખતે તો બાએ કહી રે. ૩

તેરે જુદાઇ સબસુ, પડસી તો ગોરકે ઠામ રે;
પુછને વાં આવે સહી, મુનકર નકીર‖ નામ રે. ૪

વે આવ પુછે નામ દો, રસુલ ને રબ રે;
વે ના કસે બીસારસી, પુછે જે ગોરમાં સબરે. ૫

તો દીન કેરી રીતકી, હુઇ તો એસી બાત રે;
મુરવત ના કો કીસે કરે†, છુટક ચાવે જાત રે. ૬

દીન પામો મોહમદ મુસ્તફા, ખાતમકા સાચા સહી રે;
ગઝવાત કેરી બાતનો, દેખને સુન કેસી લહી રે. ૭

દેખને તુ સામી ભડીયે, દીન કાજ આપમાં વીર રે;
એકેક કુ ચલ મારીયા, કીતી ના મનમાં ધીર રે. ૮

× મજબુત * કબરમા ‖ કબરમા સવાલ કરનાર ફિરીશ્તા † શરીઅતના સિવાય કોઇનો ડર અથવા શરમ રાખવી નહીં

અબ્બાસ ચચે નબીકે, પકડ લીયે રણ કામ રે;
ગાફલ સુન તુ જાગકર, એસે હે દીનકે કામ રે. ૯
ચચા નબીકે પકડે, કેસી અવરકી બાત રે;
કુટમબી અવરૂ કેરડા, કહી આઇ કેદમાં જાત રે. ૧૦
ભાઇયેનો ભાઇ ચલ મારીયા, દીનનો હે એસા સહી રે;
ગાફલ કુટમ મન ધરે, અકલ કયુ તેરી ગહી રે. ૧૧
સુલતાન અ બીયા આપ થે, રણ માંહે જ ગકે કાજ રે;
દીન કાજ કુટમ મારીયા, કીતી ના કીસકી લાજ રે. ૧૨
જીબ્રાઇલ થે તબ આવતે, નબી જે ચાતે મન રે;
હુકમસુ સહી કરતે, કામનો ઓસદી દન રે. ૧૩
હુકમ મુરૂવત કેરડા, આયા જે હોતા જાન રે;
તો કયુ કુટમકુ મારતે, જ ગ માહે ઓસકી કામ રે. ૧૪
એ બાત ભારી× હે, સહી સમજ ગાફલ મન રે;
હુકમ અબ કેસે ફરે, કીતા નબી ઓસ દન રે. ૧૫
ગાફલ નામ તુ આપકા, કેવે મુસલમાન જાત રે;
કુછ કુછ કરે પેરવી, છોડેબી દીનકી બાત રે. ૧૬
તુ તો સહી હે કાફર, મુમન ધરીયા નામા રે.
મુનાફક તો તેરા નામ હે, દોઝખ માંહે કામ રે. ૧૭
આધા ને ચોથે ભાગકા, મુમન તો હોતા નહી રે;
આધા હે મુમન કાફર, કો જગમાં કેવે કહી રે. ૧૮
દેખ દેખ સારે જગકુ, એક તન દો હે નામ રે:
તુ સુન ગાફલ દીનમાં, કરે કયુ અવરાં કામ રે. ૧૯
એતી નસીઅત સુનકર, ગાફલ કયુ જાગે નહી રે;
તલ ચુકતે ઇમાન ખો, કાફર તો હોવે સહી રે. ૨૦

× મુશકેલી ભરી

## ૩૫૩-૨૪

દેખો ફતે કેરી ખબર, જા મદીને પોચાઇ.
તબ અમહાબો સબોં મન, શાદી રે આઇ ૧
તબ રૂકીયા ખાતુન કાજ, સારે વાં મલે થે;
સબ દફનકે હાલા, સો દફન કરતે થે. ૨
વે દફન કીયે થી. ફારગ હુએ થે નાંહા;
કે ફતે કેરી ખબર. પોંચી એોસ માંહા. ૩
સો બીબી રૂકીયા, બેટી નબીજી હો કેરે;
થા વસાલ અનુકા. હુવા સુણીયો સવેરે. ૪
ઉસમાન બિન અફ્ફાન ગજીઅલ્લા અનહો કહીયે,
બીબી એોનુસુ બીયાએ થે. એ મુનકર લહીયે. ૫
દેખો ફતે કર નબીજી, મહી પોચીયે મદીના;
દેખો રબને તો કેમા, હે કરમ તો કીના. ૬
દેખો બદરકે કામા, મતા સબ લે બટાઇ,
સો હિસ્સે કર કર, લે સબુકુ દીલાઇ. ૭
અબુ જહેલકે ઉટકો, આપ નબીયે રખાયા,
અને મુનબ્બા બિન હજાજકી, શમશીરભી બતાયા. ૮
અનુ બસતા આપ, નબીને રખાઇયા;
મો નબીજીકે આપ કામ, કાજ રે બતાઇયા. ૯
જુલ ફેકાર કેતે દનુ બાજ, અલીકુ દીતી;
એ એસી ખબર, લખેસુ હે લીતી ૧૦
કુરેશીયોંને સીદીકકુ, તબ કેલાઇ બાતી;
મો જેતે બદીવાન, થે રે જાતી. ૧૧
કે પેગામ્બર આગે, તમે અરજ પોચાહો;
અને હમુ જીવતે, તમે યાથી છોડાહો. ૧૨

કે દડ કુછ કરને; છોડાઓ હમના;
હે અપન કબીલા, એક એક હમ તમંના. ૧૩

સીદીક અકબરકુ ઓનુને, એતી બાત રે કેલાઇ;
એ બયાન સુન સુન બદોને, ચ તા એતી મન લાઇ. ૧૪
કે તુહી

ગાફલ મત સો જાગ કર, સુન એ ગઝવાત બાત રે,
સુન એ ગઝવાત બાત;
સુણને તકવા હોએસી, ભી ભસ્તી હોવે જાત રે
ભી ભસ્તી હોવે જાત. ૧૫

૩૫૪—૨૫

તબ સીદીક અકબરને, આવ અરજ પોંચાહી;
ઓનુ બદીવાનો કેરી, કીતી નબીકુ અગાહી. ૧

ફરમાયા તબ નબીને, સહી દડ હે કરના;
સો દડ કેરા હિસાબ, એસા મન હે ધરના. ૨

કે ચાર હજાર દિરમસુ*, અદકા નાંહો;
અને કમ નાહી કીજીયો, હજાર કે માંહો. ૩

દેખો અબ્બાસને ઔકીએ×, બીસ સાથ થે લીતે;
સો ખરચી હો કાજે, થે એકઠે કીતે. ૪

સો સેતી દસ આદમી, વે ખાતેથે ખાના;
અને ઔકીએ ને મતા સબ, વેનો લુટરે લુટાના ૫

કહયા દડ હોતે ઔકીએ, વે હિસાબમાં લાહો;
અને દડતો એતના, હમુ કમ રે કરાહો. ૬

તબ નબીજીને ફરમાયા, તમુ ઝરથા લીયા;
સો દુશમનો કાજ, થા મુકાબલા કીયા. ૭

* આસરે ચાર આના × ચાળીસ દિરમ

અબ વેતો હિસાબમાં, ઝર કેસે રે ગણાવે;
અબ દો તમ ફિદીયા×, તમુ નામ જે લખાવે. ૮

તબ ફેર કહયા આજેજ હો, પુજી મેરે પાસ નાંહા,
તમે કમ કરો ઓરોંસુ, મેરે ફિદીયેકે માંહા. ૯

તબ જીબરાઇલ આયે, નબી કમ ના કરના;
લેઓ ફિદીયા અનુ પાસ, જેતા લેખા મન ધરના. ૧૦

સહી એ હય સોના, સોંપ બૈયર કુ આયે;
અને બોલ નસીઅતકે, હે એને રે બતાયે. ૧૧

કે કભી લડાઇ માંહે, પોંચે વકત હમારા;
તો બીબી તમુ કુંતાહુ, એ માલ હે તમારા. ૧૨

તબ નબીને એ ખબર, સહી ચચાકુ કહી;
તબ ઓનુને સુનકર, સાચી સીદકસુ લહી. ૧૩

તબ ફેર પુછા નબીજી, તમુ જાના કયુ માલા;
કહયા અલ્લાને બતાયા, મુજે અસહી હાલા. ૧૪

ફેર અબ્બાસ બોલે, રજીઅલ્લા અનહો નામા;
તમે સાચે રસુલ, સાચા તમારા કામા. ૧૫

એતા કેહકર અબ્બાસ, ઇમાન લાયે;
અને કિદીયેકે ઓકીયેસુ, લેને બધાયે. ૧૬

કહયા નબીજીકા કલમા, બોત હુએરે ખુસાલા;
અને આપ મન એક રે, યુ બુજા હાલા. ૧૭

ગેબકી ખબર બતાયતે, ઇમાન દીયા રબ રે,
ઇમાન દીયા રબ;
સુન મોજીઝે ખાતમ નબીકે, જીવ કીયે જેનથી સબ રે,
જીવ કીયે જેનથી સબ. ૧૮

× જીવના બદલામા આપવામા આવતો માલ

## ૩૫૫-૨૬

દેખો ગઝવાત પાંચમીકા, એસા રે નામા;
બની કૈનોકા કહીયે, એોસકા ઠામા. ૧
દેખો એેબી જાગો કેરા, નામ જે ધરાયા;
થે નબીજી સધારે, વા સહી જે લખાયા. ૨
વાં જગ કેરે કાજ, કીયા નબીએ સામાના;
પણ હુઇ ના લડાઇ, એમા એસા જે જાના. ૩
બી ગઝવાત સવીક, છઠી કા નામા;
વેબી જાગો રે કહીયે, જગ કેરા ઠામા. ૪
સો અબુ સુફયાન પાદશા. મકકે હો કેરા;
એોસ કાજ થે સધારે, તમે સુણીયો સવેરા. ૫
સો એોસકી ખબર સુન, કર જગ રે સામાના:
નબી વાં થે સધારે, હુકમ દીયાથા રેહમાના. ૬
પણ જગાઇ એોસ ઠામ, બી હુઇ રે નાંહા;
એસી ખબર હે મુની, મે લખેકે માંહા. ૭
બની સલીમ ગઝવાત. સાતમી કેલાઇ:
બી એોસ ઠામ દેખો, નાંહી હુઇ લડાઇ. ૮
અને આઠમી ગઝવાત, ઝી ઉમ્મ નામા;
સો એપે રે નામસુ, બુજો જાગોકા ઠામા. ૯
બી ગઝવાત અનમાર, એ હે કેલાતી;
એ દો રે નામુ સુ, ગઝવાત હે લખાતી. ૧૦
દુજે બરસકે મહીને, ચાર બાકી રહેથે;
તબ નબીજી અપને, એોસ જગકુ ગહેથે. ૧૧
પણ લડાઇ એોસમાં, નાંહી હુઇ સુણાઇ;
એસી ખબર સહી, હે લખેસુ પાઇ. ૧૨

અબ દેખોને નવમી, ગઝવાત કેસી;
સહી લડાઇ હુઇ, જેસી કહીએ વેસી. ૧૩

અરે સુન સુન ગાફલ, એ ગઝવાત ઠામાં,
અને પ્યાર મેતી એતના, તુ લે રે નામા. ૧૪

રે તુહી
ગઝવાત નબી સુણતે, ગાફલ ઉઠકર જાગ રે;
ગાફલ ઉઠકર જાગ;
સોના હે બોત સોએગા, સુને જો તેરે ભાગ રે,
સુને તેરે જો ભાગ. ૧૫

ઉપદ–૨૭

દેખો ઓહોદકી કેસી, હે જગ કી રીતા;
અરે સુન જાગ ગાફલ, મન દેને પીતા. ૧

સો બદરકી લડાઇસુ, જીવતે જે ગહે;
સો કુરીશી જે કાફલેકુ, લે ગએ થે કહે. ૨

જે ગએથે ભગાકર, કાફલા મકકે કી ઠામા;
દેખો ઓનુ જાને મકકેમાં, કેસા કીયારે કામા. ૩

અબુ સુફયાન પાદશા, મકકે હો કેરા;
જા ઓનકુ કુરેશીયોં, યુ કહયા રે સવેરા. ૪

કે હજાર ઉંટ કાફલેમા, થે માલકે ભરાયે;
સો નદવેકે ઘરમાં*, વે થે રે રખાયે. ૫

વે મોસમ રે આવતે, માલ સોદાગરો દીતા;
અને માલકા તો હિસાબ, સબુ મલને કીતા. ૬

દેખો ઓસકે બીયાઝકા, હુવા ગણતે હિસાબા;
સો પચાસ મિસકાલ×, અનુ લીયા રે સીતાબા. ૭

વે મિસકાલ આરબકે, કુછ હે હીસાબકા નામા;
મન બુજયો જે મિસકાલ, કેહતે હે ઓસ ઠામાં. ૮

* મન વેન માટેનું ઘર × સાડાચાર માસા વજનના સિક્કા

સો મિસકાલ સોનેકે, પચાસ સુણાયે;
એને માલકે બીયાઝકે, સહી ઓનુને પાયે. ૯
સો અબુ સુફયાન આગળ, વે માલ જા ધરીયા;
અને સોચ તો સબોને, મલ એતા કરીયા. ૧૦
કે રેહને નાલે જે મકકે કે, હમુ ઓનુકુ દીતા;
હમુ લડાઇ બદરકા, ગમ બોત હે મન લીતા. ૧૧
તો ખરચને માલ, તમ લશકર મેલાહો;
અને નબીજી હો સાથે, ફેર લડાઇ કરાહો. ૧૨
એતી કુરેશોને કહી, માલ દેને બાતી;
અબુ સુફીયાનને સુનકર, કબુલ કીતી આપ જાતી. ૧૩
એ સુનને બયાના, હે કેસા જગ હો કેરા;
એ સુન સુન ખાલક, મન દો યુ સવેરા. ૧૪
રે તુહી
વે આપ રબ સુબહાન હે, નાંહી કુદરત છેહ રે,
નાંહી કુદરત છેહ;
સુન સુન મુરખ ગાફલ, જો તુજ દીનકા નેહ રે,
જો તુજ દીનકા નેહ. ૧૫

## ૩૫૭-૨૮

અબુ સુફીયાન રાજી હો, આપ કબુલ કીતા;
સો કુરેશોંકા કહયા, સહી સુનકર લીતા. ૧
સો કબીલે હો સેતી, હુ મે હાજર તમારે;
જેતને લડકો હો સેતી, હમ હે સારે. ૨
અબુ સુફીયાન કી બાતી, એસી સુણી જબ કાના;
તો ખુશાલ હોકર, દોડે ધર ધર જાના. ૩
તબ ચાર આદમીયોં કુ, અનુ ગામમાં રે ભજાયે;
યુ કરને લશકર, લોક એકઠે મેલાયે. ૪

યુ ઘર ઘર દોડકર, અનુ કીયા રે મેલાવા;
દેખો મુશરિક મલીયે, કેસે જગ કેરે ચાવા. ૫

તબ સફવાન નામ થા, વે બોલા એસી બોલી,
જા એકઠી હુઇ થી, સબ કુરેશોંકી ટોલી. ૬

કે ઓરતોંકો સાથ, હે લેકર ચલના:
સહી બાત જગ કેરડી, હે એસી મન ધરના. ૭

કાજ બદરકી લડાઇ, હે ઓરતા ડરાતી;
બાત થોડે દન કાજ, નાંહી બીસર જાતી. ૮

તો જો જગકુ ચલોગે, સાથ અનુકુ લેકર,
તો જગરે કરોગે, ખુબ સુનો સમ મન ધર. ૯

તબ આસકે બેટેને, બાત કબુલ એ કીતી;
તબ સબરે કુરેશોં, બાત સહી મન દીતી. ૧૦

અબુ સુફયાનને બેયર, લીયે દોનો તબ સાથા;
એક ઓતબકી બેટી, બીબી હિંદા હે સુણાથા. ૧૧

અને દુજી તો અમીમ, બેટી સાદ હો કેરી;
સો સાદ બિન વાહેબ, તમે સુણીયો સચેરી. ૧૨

સાથ લેને રે અનુ કાજ, તબ સામાન બનાયા,
કીયે ઉંટ કે કજાવે. એસા લખેસુ સુનાયા. ૧૩

દેખો મુગીજન લોગ, કરે જે મન ચાવે,
તો બદા ગુમાન છોડ, મન કયુ ના એતા લાવે. ૧૪

રે તુહી

કાદર આપ સુબહાન હે, વે ચાતા કરસી કામ રે,
વે ચાતા કરસી કામ;
છોડ ગુમાનને દાસ હોકર, લીજે ઓસકા નામ રે,
લીજે ઓસકા નામ. ૧૫

ઉટની પી પની બ તરફ આવતી બે.

## ૩૫૮-૨૯

અબુ સુફીયાનને અસવારી; યુ તૈયાર બનાઈ;
સો કજાવોંકી અસવારી, કાજ ઓરતાં સુનાઇ. ૧
ભી મીમ બિન સાદ, બિન વાહેબ નામા;
અસવારી કાજ ઓરતકે, ઓને કીયા રે કામા. ૨
ભી સફવાન નામા, ભી ઇકરમા જાનો;
ભી તલહા ને હાકિમ, બિન હુશશામ પછાનો. ૩
અનુ ઓરતાં કાજ, સબ કીયા રે સામાના;
સો હોદે* રે બનાયે, ઉંટ કેરે યુ જાના. ૪
દેખો પદરતો હોદે, યુ શુમારમાં આયે;
સો ઝનુકે મરકબ×, સહી એતને કૅલાયે. ૫
સો સુઝી મુનાફિક થે, દેખો એતે સરદારા;
અને લશકર કેરડા, એસા બૂજારે શુમારા. ૬
તીન હજાર રે લશકર, ઓનુકા ગણાયા,
ઓસમાં સાતસો ઝિરેહપોશ, થે રે સુણાયા. ૭
અને દોસો થે ઘોડે, ઓનુ અસવારી કેરે;
યુ મુખાલીફ ચલીયે, હો અસવાર સવેરે; ૮
અને તીન હજાર ઉંટાકી, વાં થી રે જાતી;
અને મેલ આપમાં કીયાથા, એસી સુણી રે બાતી. ૯
ઓનુ એક દલ સબ હો, દેખો કીયા રે સામાના;
ગુમાન જંગ હો કાજ, બોત મુનાફકો જાના. ૧૦
અરે સુન તુ ગાફલ, એસી દીન કેરી રાહા;
આપ દીન બુજે ખુબ, સબ દલ કે ચાહા. ૧૧
તો હે ખોટી રે રાહાસુ, કેસે મુનાફક લડતે;
દેખ પ્યાર રે જીવકા, કુછ મન નાંહી ધરતે. ૧૨

* ઉંટની પીઠપરની બે તરફ આવતી બેઠક × ઓરતોની સવારી

